ગુજરાત વર્નાક્યુલર સોસાઈટી પ્રબંધમાળા.

# દલપત પિંગળ.

રચનાર

કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઇ, સી. આઇ. ઇ.

છપાવી પ્રસિદ્ધ કરનાર,

ગુજરાત વર્નાક્યુલર સોસાઈટી તરફથી,

હીરાલાલ ત્રિભુવનદાસ પારેખ, બી. એ;

આસિ. સેક્રેટરી, અમદાવાદ.

શોધિત સંવર્દ્ધિત છવીસમી આવૃત્તિ.

પ્રત ૫૦૦૦

ઈ. સ. ૧૯૩૧ સંવત ૧૯૮૭

કિંમત ચાર આના.

ગુજરાત વર્નાક્યુલર સોસાઈટી પ્રબંધમાળા.

# દલપત પિંગળ.

રચનાર,

કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઇ, સી. આઇ. ઇ.

છપાવી પ્રસિદ્ધ કરનાર,

ગુજરાત વર્નાક્યુલર સોસાઈટી તરફથી,

હીરાલાલ ત્રિભુવનદાસ પારેખ, બી. એ;

આસિ. સેક્રેટરી, અમદાવાદ.

શોધિત સંવર્દ્ધિત છાસઠમી આવૃત્તિ.

પ્રત ૫૦૦૦

ઈ. સ. ૧૯૩૧ સંવત ૧૯૮૭

કિંમત ચાર આના.

# સાતમી આવૃત્તિની પ્રસ્તાવના.

આ ગ્રંથની છેલ્લી આવૃત્તિની બાર હજાર નકલો સન ૧૮૮૮ ની સાલમાં નામદાર સરકારે છપાવી હતી, તે પણ વેચાઈ ગઈ છે.

'વાણી ભૂષણ' નામનું સંસ્કૃતમાં પિંગળ છે અને 'છંદ શૃંગાર' નામનું વ્રજભાષામાં છે. એ બન્નેમાં છંદનું માપ બતાવતાં ગણ તોડી નાખેલા છે, તે પ્રમાણે આમાં પણ મેં કેટલેક ઠેકાણે ગણ તોડી નાંખ્યા હતા. પરંતુ અભ્યાસીને અડચણ પડવાથી રા. રા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ, બી. એ; ની સલાહથી આ આવૃત્તિમાં કેટલોક ફેરફાર કર્યો છે. રા. રા. કેશવલાલભાઇએ આ કામમાં મને ઘણી સહાયતા આપી છે માટે તેમનો ઉપકાર માનું છું.

દલપતરામ ડાહ્યાભાઈ

# ૨૨ મી આવૃત્તિની પ્રસ્તાવના.

કવિ દલપતરામે, કાવ્યનો અભ્યાસ કરવાનું સુગમ બને તે હેતુથી સન ૧૮૫૫ માં 'બુદ્ધિપ્રકાશ' માં કડકે કડકે પિંગળ આપવાની શરૂઆત કરી ને લગભગ ૧૮૮૦ના એપ્રિલ સુધી એ પ્રમાણે તે છુટક આવતું રહ્યું. દરમિયાન એની બહોળી માગણી થવાથી કવિશ્રીએ તે આખું પિંગળ પ્રથમ લીથોમાં છપાવ્યું અને તે પછી સન ૧૮૬૨ માં તેની ટાઇપ આવૃત્તિ પાંચ આનાની કિમ્મતે બહાર પાડી.

છેક સન ૧૮૮૮ સુધી કવિશ્રીનું પિંગળ સરકારી કેળવણી ખાતા તરફથી છપાતું હતું. ત્યારબાદ તેનો કોપી રાઇટ કવિશ્રીને પાછો મળ્યો તે વખતે, નવી આવૃત્તિ છપાવતી વખતે રા. રા. કેશવલાલ

હર્ષદરાય ધ્રુવની સૂચના અને સલાહ પ્રમાણે પિંગળનો અભ્યાસ કરવાનું વધુ સુતર બને તે સબબથી મૂળ પ્રતમાં કેટલાક ફેરફારો કવિશ્રીએ કર્યા હતા, તે પ્રમાણે આજદિન સુધી તે પિંગળ સોસાઇટી તરફથી છપાતું આવ્યું છે, જેની એકંદર–શરૂઆતથી ૨૧ આવૃત્તિઓ થઈ ચૂકી છે અને લગભગ ૮૬૦૦૦ નકલો ફેલાવો પામી છે. કવિશ્રીએ સન ૧૮૯૩ માં પિંગળ છપાવવાનો હક સોસાઇટીને સોંપ્યો હતો, એવી સરતે કે, જીવનપર્યંત તેનો અડધો નફો કવિને મળ્યા કરે.

ચાલુ સાલમાં પિંગળની નવી આવૃત્તિ છપાવતી વખતે સમયાનુસાર યોગ્ય ફેરફાર કરવાનું વાસ્તવિક જણાયાથી* રા. બ. કેશવલાલ ધ્રુવને વિનંતિ કરતાં તેઓશ્રીએ આખું પિંગળ નવેસર તપાસી જઇ ઘટતા ફેરફાર અને સુધારા કરી આપ્યા છે, તે બદલ અને અસલ નામ 'ગુજરાતી પિંગળ' ને બદલે 'દલપત પિંગળ' નામ રાખવા સૂચના કરી છે તે બદલ તેમનો ઉપકાર માનવામાં આવે છે.

ગુજરાતીમાં બીજું કોઇ આવું સારૂં પિંગળનું પુસ્તક નથી અને અમારી ખાતરી છે કે, પૂર્વવત્ આ પિંગળ તેની લોકપ્રિયતા અને ઉપયોગિતા સાચવી રહેશે.

ગુ. વ. સોસાઇટીની ઑફિસ.
તા. ૧૦ મી ઑગસ્ટ, સન ૧૯૨૨

હીરાલાલ ત્રિ. પારેખ
આસિ. સેક્રેટરી.

---

* એમણે ખાસ કરીને પ્રકરણ ૩ માં પ્રભાવતી તથા પૃથ્વી છંદ ઉપર પૃ. ૫૦ ને પૃ. ૫૬ માં ઉપયોગી ટિપ્પણી ઉમેરી છે: અને પ્રકરણ ૫ માં એકાનેકોત્તર, ગૂઢોત્તર, અલ્પાર્થ, અધિકાર્થ તથા સર્વતોભદ્રનાં લક્ષણ ગદ્યમાં હતાં તે પદ્યમાં મુક્યાં છે.

# અનુક્રમણિકા.





# પ્રચલિત છંદની અનુક્રમણિકા.

# दलपत पिंगळ.

## પ્રકરણ ૧.

### સંજ્ઞાવિચાર.

(દોહરા.)

પિંગળ પાઠ પઢયા વિના, કાવ્ય કરે કવિ કોય;
વળિ વ્યાકરણ વિના વદે, વાણી વિમળ ન હોય. ૧
તુરત તોળવા તાળ તો, પઠ ગુરુ લઘુનો પાઠ;
તે સંકેતે સમજવા, ઓળખજે ગણ આઠ. ૨

### લઘુ ગુરુ વિચાર.

હ્રસ્વ ઇ, ઉ ને અકાર[1]સ્વર, લઘુ અક્ષર લેખાય;
જોડાક્ષરથી જો પ્રથમ, થડકે તો ગુરુ થાય. ૩
બાકી સ્વર બીજા બધા, ગુરુ સંજ્ઞાથિ ગણાય;
પણ જાણો લઘુ જો મુખે, લઘુ જેવો બોલાય. ૪
વળિ જે સ્વર વ્યંજન વિષે, તે પણ ગુરુ લઘુ તેમ;
ગુરુની માત્રા બે ગણો, એકજ લઘુની એમ. ૫
ઽ । ઽ । । । । । । ઽ । । ઽ ઽ । । ઽ ।,
વક્ર ચિહ્ન ગુરુ વરણનું, લઘુની લીટિ લખાય;
। । । । । । ઽ । । ઽ ઽ ઽ ઽ । । ઽ ।
લઘુ ગુરુ લખિને નવ ગણો, ઉચ્ચારે ઓળખાય. ૬

---

૧ ઋતુ, કૃપા વગેરે તત્સમ શબ્દોમાંનો હ્રસ્વ ઋકાર પણ લઘુ છે.

## આઠ ગણ વિષે.

મ ય ર સ ત જ ભ ન આઠ ગણ, અક્ષર ત્રણ ગણ એક;
કહું તેના આકાર તે, વાંચો રાખિ વિવેક. ૭
આદિ મધ્ય ને અંત લઘુ, ય, ર, ત, નામ ગણ એહ;
ભ, જ, સ, એમ ગુરુ ભાળિયે, ત્રણ ગુરુ લઘુ મ, ન, તેહ. ૮

( છપ્પો. )

માતાજી તે મગણ, નગર તે નગણ પ્રમાણો;
ભોજન તે ભણ ભગણ, જકાત જગણ વળી જાણો;
સમતા તે ગણ સગણ, યશસ્વી યગણ ગણીજે;
રામજી ગણો રગણ, તગણ તાતાર ભણીજે;
એવી રીતે ગણ આઠના, અચળ જુદા આકાર છે;
વળિ લકાર સંજ્ઞા લઘુ ગણો, ગુરુનું ચિહ્ન ગકાર છે.

---

## અંક સંજ્ઞા.

( શિખરિણી. )

[1]શશી ભૂમી એકે, [2]ભુજ નયન બે યુગ્મજ ભણો,
વળી [3]વહ્નિ નાડી, ભુવન ગુણ તે તો ત્રણ ગણો;

---

૧ ચંદ્ર એક છે માટે શશી, ઇંદુ, ચંદ્ર વગેરે શબ્દ એકની સંજ્ઞા છે; તેમજ આપણી પૃથ્વી એક છે માટે પૃથ્વીનું હરેક નામ પણ એકની સંજ્ઞા છે.

૨ હાથ અને આંખો બબ્બે છે માટે હસ્ત, કર, વગેરે હાથનાં નામ તથા આંખનાં નામ તે બેની સંજ્ઞા મનાય છે. વળી યુગ્મ એટલે જોડું, તે પણ બેની સંજ્ઞા છે. એજ રીતે આગળ આપેલી બીજી સંજ્ઞાઓ સમજવી.

૩ આગ, વડવાનળ અને ખોરાક પચાવનાર જઠરાગ્નિ એ રીતે ત્રણ અગ્નિ છે. નાડી ત્રણ છે—ઇડા, પીંગળા અને સુષુમ્ણા, તેમજ સ્વર્ગ, મૃત્યુ અને પાતાળ, એ રીતે ભુવન ત્રણ છે અને ગુણ પણ ત્રણ છે—સત્વગુણ, રજોગુણ અને તમોગુણ.

લહો ¹વેદો મુક્તી, જુગ વરણુ તે ચાર સજનો,
શરો² ભૂતો પાંચે, ખટજ ³ઋતુ ચક્રો દરશનો. ૧૦

( ભુજંગી છંદ. )

⁴મુની ⁵સિંધુ સાતે, ⁶વસૂ ⁷સિદ્ધિ આઠે,

---

૧ ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ અને અથર્વવેદ, એ રીતે વેદ ચાર છે. મુક્તિ ચાર પ્રકારની છેઃ—સાયુજ્યમુક્તિ, સામીપ્યમુક્તિ, સાલોક્યમુક્તિ, સારૂપ્યમુક્તિ; કૃતયુગ, ત્રેતાયુગ દ્વાપરયુગ અને કલિયુગ, એ રીતે યુગ ચાર છે. બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શુદ્ર એ રીતે વર્ણ પણ ચાર છે.

૨ કામદેવનાં બાણ પાંચ છેઃ—૧ કમળ, ૨ અશોક, ૩ આંબાનો મોર, ૪ મોગરો અને ૫ ગેરા આશમાની રંગનું કમળ. પૃથ્વી, જળ, તેજ, વાયુ અને આકાશ, એ પાંચ ભૂત કહેવાય છે.

૩ ઋતુ છ છેઃ—વસંત, ગ્રીષ્મ, વર્ષા, શરદ, હેમંત અને શિશિર. યોગશાસ્ત્રમાં શરીરનાં છ ચક્ર કહ્યાં છેઃ—આધાર, અધિષ્ઠાન, મણિપૂર, અનાહત, વિશુદ્ધ, અગ્નિચક્ર. દર્શન અથવા શાસ્ત્ર છ છેઃ—સાંખ્ય, યોગ, ન્યાય, વૈશેષિક, મીમાંસા અને વેદાંત. કેટલાએક તો ધર્મના છ પંથને જ ખટ્દર્શન કહે છે. તે નીચે પ્રમાણે છેઃ—જોગી, જંગમ, ફકીર, સંન્યાસી, જૈન ને બ્રાહ્મણ.

૪ મુખ્ય મુનિ એટલે ઋષિ સાત છેઃ—ગૌતમ, વિશ્વામિત્ર, ભારદ્વાજ, વશિષ્ઠ, કશ્યપ, અત્રિ અને જમદગ્નિ.

૫ પુરાણોમાં સિંધુ, એટલે સમુદ્ર સાત કહ્યા છેઃ—ઘૃત, દધિ, ક્ષીર, મધુ, ઇક્ષુ, ક્ષાર મિષ્ટ કિંવા શુદ્ધ સમુદ્ર.

૬ વસુ એ નામના આઠ દેવ છેઃ—આપ, ધ્રુવ, સોમ, ધર., અનિલ, અનલ, પ્રત્યૂષ અને પ્રભાસ.

૭ સિદ્ધિ આઠ પ્રકારની છેઃ—અણિમા, મહિમા, લઘિમા, ગરિમા પ્રાપ્તિ, પ્રાકામ્ય, ઇશિત્વ અને વશિત્વ.

નવે [1]ખંડ ભક્તી, દશે [2]દીશ પાઠે;
કહો [3]રુદ્ર એકાદશે, [4]ભાનુ બારે,
પછી [5]યક્ષ છે, [6]રત્ન ચૌદે વિચારે. ૧૧

[7]તિથી તે પછી, સોળ [8]શૃંગાર જાણો,
પછી અંકની તો ગતી વામ આણો;

---

૧ જંબુદ્વીપના નવ ખંડ છે, તેનાં નામઃ—ઇલાવૃત, કેતુમાળ, હિરણ્ય, કુરૂ, રમ્ય, ભદ્રાશ્વ, ભરત, કિંનર, હરિવર્ષ. ભક્તિ નવ પ્રકારની છે. તેની વિગતઃ—ગુણ સાંભળવા ને ગુણ કહેવા, સ્મરણ કરવું, પગ ચાંપવા, પૂજા કરવી, નમસ્કાર કરવા, દાસપણું કરવું, મિત્રતા કરવી અને પોતાનો આત્મા અર્પણ કરવો.

૨ દિશાઓ દશ છેઃ—ચાર દિશાઓ, ચાર ઉપદિશાઓ કિંવા ખુણા અને આકાશ તથા પાતાળ.

૩ રૂદ્ર કહેતાં શિવ ૧૧ છે. જુઓ દયારામભાઇકૃત વસ્તુવૃન્દદીપિકા.

૪ સૂર્ય બાર છે; ગુણભેદ કરીને પ્રત્યેક મહિનામાં સૂર્યનું નામ જુદું છે.

૫ યક્ષ તે તેરની સંજ્ઞા છે, એમ છંદશૃંગાર નામે પિંગળમાં લખ્યું છે.

૬ સમુદ્રમાંથી નીકળેલાં રત્ન ચૌદ છે. લક્ષ્મી, કૌસ્તુભમણિ, પારિજાતક, સુરા, ધન્વંતરિ વૈદ્ય, ચન્દ્રમા, કામદુઘા ગાય, ઐરાવત, અપ્સરા, સૂર્યનો સાત મ્હોંનો ઘોડો, અમૃત, શાર્ઙ્ગ નામનું ધનુષ્ય, શંખ અને હળાહળ વિષ.

૭ પડવે, બીજ વગેરે પખવાડિયાની તિથિ પંદર છે.

૮ શૃંગાર સોળ પ્રકારના છેઃ—પીઠી ચોળીને નહાવું, સાફ લુગડાં પહેરવાં, પગે હાથે અળતો અથવા મેંદી લગાડવી, ચોટલો ગુંથવો, ચંદન કસ્તૂરી વગેરેનું લેપન, ઘરેણાં પહેરવાં, મુખવાસ, સ્નેહ અથવા સારો રાગ ગાતાં આવડવો, આંખનું કાજળ, વાંકી નજરે જોવું, મધુર ભાષણ, મંદ હસવું, ચિત્તને વિષે ચતુરાઇ, ચાલવાની છટા, પતિવ્રતપણું અને ક્રીડા કરવી, એ રીતે રસિકપ્રિયામાં લખેલું છે.

[1]મુની ભૂમિ તે સત્તરે જેમ માનો,
અઢારે [2]પુરાણો કહ્યાથી પિછાનો. ૧૨

---

## છન્દ વિચાર.

### ( દોહરા. )

છે બે વિધના છંદ તે, ભણવા જે મન [3]મેળ;
વરણમેળમાં વરણ ગણ, માત્રા માત્રામેળ. ૧૩

[4]ચતુર્થાંશ તે ચરણ પદ, જતિ પદમાં વિશ્રામ;
મત્તામત્ત કળા કળો, તે માત્રાનાં નામ. ૧૪

---

૧ એકમના સ્થળ કરતાં વધારે સ્થળની સંખ્યાને સમજવાની રીત એ છે કે, જે અંકો સંજ્ઞાથી કવિતામાં કહ્યા હોય તે ઉલટા ડાબી તરફથી ગણવા. જેમઃ—' મુનિ ભૂમિ ' હોય તો ૧૭ થાય.

૨ પુરાણ અઢાર છેઃ—બ્રહ્મપુરાણ, પદ્મપુરાણ, વિષ્ણુપુરાણ, શિવ-પુરાણ, લિંગપુરાણ, ગરુડપુરાણ, નારદીયપુરાણ, ભાગવતપુરાણ, અગ્નિ-પુરાણ, સ્કંદપુરાણ, ભવિષ્યપુરાણ, બ્રહ્મવૈવર્તપુરાણ, માર્કંડેયપુરાણ, વામન-પુરાણ, વરાહપુરાણ, મત્સ્યપુરાણ, કૂર્મપુરાણ, અને બ્રહ્માંડપુરાણ.

૩ મેળવ.

૪ સંસ્કૃત પિંગળમાં છંદો ઘણું કરીને ચાર ચરણના હોય છે, તેને આધારે આ વ્યાખ્યા છે. જે પદમાં વિશ્રામ હોય તે જતિ અથવા યતિ કહેવાય.

[1]સમપદ ચારે સમપદો, અર્ધ અર્ધસમ તેહ,
વધે ઘટે તે વિષમપદ, ત્રણ છે છંદ તરેહ. ૧૫

વરણ મેળ તો વરણ ગણિ, રચતાં રહે ન વ્હેમ;
મન ધરિ માત્રામેળમાં, તાળ ધરો કહું તેમ. ૧૬

[2]તાળનિ કળ ને પાછલી, મળ્યે ન તૂટે તાળ;
આવિ મળે જો આગલી, તાળ તૂટે તતકાળ. ૧૭

તાળ લગારક તૂટતાં, ગણે ન ગુણીજન દોષ;
લાગે કવિતા લંગડી, તો સુણિ નહિ સંતોષ. ૧૮

---

૧ સમપદ છંદમાં બે બે પદને છેડે પ્રાસ મળતા આવે, અને અર્ધસમમાં દોહરા વગેરે માત્રામેળમા અર્ધ ભાગે અને અંતે બે ઠેકાણે પ્રાસ મળે છે. પણ સોરઠામાં વચ્ચેજ બે ઠેકાણે પ્રાસ મળે છે. વૈતાલીય આદિ અક્ષરમેળમાં પણ બે પદને છેડે પ્રાસ મળતા આવે છે. વિષમપદમાં પણ અર્ધસમની પેઠે પ્રાસ મળે છે.

૨ જેટલામી માત્રા ઉપર તાળ કહ્યો હોય તે માત્રા અને તે પછીની માત્રા મળીને ગુરુ થાય તો તાળ તૂટે નહિ. જેમકે પાંચમી માત્રા ઉપર તાળ કહ્યો હોય, તો પાંચમી ને છઠ્ઠી મળીને ગુરુ થાય, તો તાળ તૂટે નહિ; પણ પાંચમી માત્રાની અગાઉની માત્રા એટલે પાંચમી ને ચોથી મળીને ગુરુ થાય, તો તાળ તૂટે.

# પ્રકરણ ૨.

## માત્રામેળ છન્દ.

---

## સમપદ છન્દ.

### ૧. ગમક છંદ-માત્રા ૫, તાળ ૧.

કરણ બાણ, પદ જાણ, તે ગમક પદસમક. ૧
ત્રીજીજ, કળ કીજ, [1] ત્યાં તાળ, સંભાળ. ૨
લઘુ અંત, ગુણવંત, સજ છંદ, તજી ફંદ. ૩
ભજ ઇશ, દિન નીશ, દુખ જાય, સુખ થાય. ૪
શુભ વાત, સુણ ભ્રાત, ધર હામ, કર કામ. ૫
વિશ્રામ, આ ઠામ, નથિ અચળ, છે સુચળ.[2] ૬
દિન એક, દુખ છેક, પડશેજ, નડશેજ. ૭
શિદ પાપ, કર આપ, કર ભક્તિ, છે શક્તિ. ૮
જ્યાં મરિશ, શું કરિશ, કયમ તરીશ, દિલ ડરિશ. ૯
જઇ નરક, થઈ ગરક, વશિ રહિશ, ક્યાં કહિશ. ૧૦
કર આજ, શુભ કાજ, ઊગરિશ, ભવ તરિશ. ૧૧
ઉર ધાર, આ વાર, કહે સત્ય, દલપત્ત. ૧૨

---

### ૨. વામ છંદ-આત્રા ૬, તાળ ૨.

છ કળ કરણ, ચરણ ચરણ, સરસ નામ, છંદ વામ. ૧૩
એક ચાર, જ્યાં ઉચાર, તવ[3] તાળ, તું ન ટાળ. ૧૪

---

૧ કીજે. ૨ બહુ અસ્થિર. ૩ ત્યા.

ત્રણુ છ ઠાર, ગુરુ ન ધાર, એ વિચાર, ઉર ઉતાર. ૧૫
વળિ વિચાર, કર ગમાર, રંક રાય, કાળ ખાય. ૧૬
તું કુપાત્ર, કાણુ માત્ર? ગર્વ છોડ, વિનય જોડ. ૧૭
ન કર ક્રોધ, તજ વિરોધ, અકળ દેવ, એક સેવ. ૧૮
અવર જૂઠ, છોડ મૂઢ, સત્ય વાત, સમજ ભ્રાત. ૧૯

---

### ૩. કંતા છંદ—માત્રા ૯, તાળ ૨.

મુનિ કળવંત, ગુરુ લઘુ અંત, કંતા છંદ, છે સુખકંદ. ૨૦
પૃથ્વી પાંચ, જ્યાં કળ વાંચ, ત્યાં ધર તાળ, ભણિ સંભાળ. ૨૧
સુણુરે મૂઢ, શિક્ષા ગૂઢ, દિલમાં દ્વેષ, લઘશ ન લેશ. ૨૨
સગા સમાન, સહુને માન, દયા અપાર, દિલમાં ધાર. ૨૩
વારંવાર, કર ઉપકાર, પરહર પાપ, થા શુદ્ધ આપ. ૨૪
દિલથી દેવ, તો તતખેવ, તજશે રીસ, શ્રી જગદીશ. ૨૫

---

### ૪. મધુભાર છંદ—માત્રા ૮, તાળ ૨.

કળ આઠ આણુ, મધુભાર જાણુ, ગુ, લ, અંત હોય સંશય ન કોય. ૨૬
ત્રીજી છઠીજ, માત્રા કહીજ, ત્યાં તાળ દીજ,[1] લઘુ પંચમીજ. ૨૭
સાંભળ સુજાણુ, આળસ ન આણુ, ઉદ્યમ વિશેષ, આદર હમેશ. ૨૮
ટળશેજ દુઃખ, મળશેજ સૂખ, ફળશે ઉદ્યોગ, બળશે કુરોગ. ૨૯

---

૧ દીજે.

### ૫. દીપક છંદ—માત્રા ૧૦, તાળ ૩.

દશ માત્રિકા દેખ, ગુ, લ, અંત ગણિ લેખ;
દીપક નકી નામ, છે છંદ સુખધામ. ૩૦
ત્રીજ અને આઠ, ત્યાં તાળનો ઠાઠ;
પણ પાંચમી માત્ર, તે લઘુતણું પાત્ર. ૩૧
જો હિંદુનો દેશ, બહુ સર્વથી બેશ;
છે ભલભલા ભાગ, [1]બળવંતનો બાગ. ૩૨
ઉપમા ધટે એહ, દિલ ન કરે સંદેહ;
જળ સીંચિયે જોય, ફળ ફૂલ બહુ હોય. ૩૩
પણ પદમણી કોય, વ્યંડળ વરી હોય;
પ્રસવે ન સંતાન, છે એજ અનુમાન. ૩૪
અણઉદ્યમી નાથ, પડિ પૃથ્વી તે હાથ;
અતિ મેધ અનુકૂળ, પણ ધૂળની ધૂળ. ૩૫

### ૬. આભીર છંદ—માત્રા ૧૧, તાળ ૩.

પદ માત્રા અગિયાર, આભિર છંદ વિચાર;
છેવટ ગુ, લ, સંભાળ, ભૂ શર ભક્તી તાળ. ૩૬
ઉદ્યમ દિસે અનેક, અતિ ઉત્તમ તો એક;
ખેતી સૌને માથ, પડિ પશુજનને હાથ. ૩૭
વિદ્યા વિના સહાય, નરશ્રમ નિષ્ફળ જાય;
રે લાવો આ વાર, વિલાયતી હથિયાર. ૩૮
વાવો કરી વિચાર, પાકે જેમ અપાર;
જેથી જીવે ગામ, નહિ મૂરખનું કામ. ૩૯
વડિ અક્કલની વાત, ખેતી તે પ્રખ્યાત;
વાંચો પુસ્તક માંહી, વળતી બોલો આંહિ. ૪૦

---

[1] સર્વશક્તિમાન=પરમેશ્વર.

### ૭. તુરગ છંદ—માત્રા ૧૨, તાળ ૩.

જુગ જુગ જુગ કળ ધરિયે, જગણ ન [1]જતિમાં કરિયે;
પ્રતિ જતિ પ્રથમજ તાળે, તે વૃત તુરગ રૂપાળે. ૪૧
ઉદ્યમને આ ટાણે, જનમન સ્વારથ જાણે;
અધ છે અધિકું એમાં, તત્ત્વ કશું નથિ તેમાં. ૪૨
વાતો એવી વાળા, નર મેં બહુજ નિહાળ્યા;
અંતર અધિક ઉદાસી, કામ કરે ન તપાસી. ૪૩
જાણે પાપ કરૂં છું, પ્રભુનો ચોર ઠરૂં છું;
ભવમાં પેટજ ભરવા, કર લીધી કૃષિ કરવા. ૪૪
નહિ તો તજિ આ ચાળા, માંડત કરવા માળા;
એવો વ્હેમ નઠારો, ન થયો તેથિ સુધારો. ૪૫

---

### ૮. જળતરણ છંદ—માત્રા ૧૩, તાળ ૩.

તેર કળનોજ પદબંધ, જાણજો જળતરણ છંદ;
પાંચ પાંચેજ વિશ્રામ, ગુરુ લઘુ અંતને ઠામ. ૪૬
એક ખટ રુદ્ર ત્યાં તાળ, જતિથકી જગણ નો ટાળ;
છે ઘણો સરસ તે છંદ, ઉચરતાં થાય આનંદ. ૪૭
શુભ કરો કામ દિનરીશ, જેથિ રીઝેજ જગદીશ;
અધિક ઉપજાવિયે અન્ન, જેથી જીવે ઘણા જંત. ૪૮
ધાન ઉપજાવિયે થોક, લાભ બહુ લે બધા લોક;
કોટિ કલ્યાણનું કામ, ઉર વિષે સમજવું આમ. ૪૯
એકલો સ્વાર્થ નહિ એહ, ધર્મનું તત્ત્વ ગણ તેહ;
આદરે જે ન ઉદ્યમ, જાણજો નરકના જોગ. ૫૦
પ્રૌઢ એણે કર્યું પાપ, શિર ધરે દેવનો શાપ;
ઉદ્યમે થાય ઉપકાર, ઉદ્યમી જગત—આધાર. ૫૧

---

[1] જેમાં અન્તે વિરામ લેવો પડે એવું માત્રાનું જૂથ.

## ૯. હુલાક છંદ–માત્રા ૧૪, તાળ ૪.

જુગ જુગ જુગફળ ગુરૂ અંતે, હુલાક છંદ કહ્યો સંતે;
પ્રથમ પછી ચારે ચારે, તાળ ધરે; ન જગણુ ધારે. ૫૨
નારી ગણિકા જ્યાં નાચે, રૂડા નર નહિ ત્યાં રાચે;
એવિ સભાથિ રહો અળગા, વિદ્વત થઇ ન રહો વળગ્યા. ૫૩
જૂથ મળે ત્યાં જે નરનાં, તે નર તેની બરાબરનાં;
ગુણકામાં ગુણુ દુષ્ટ રહે, તનનન તાથૈ તાન લહે. ૫૪
થનગન થનગન નાચ કરે, ધીરજ ધન ને ધર્મ હરે;
જો ભાવે ભગવાન ભજો, તો તે સોબત સદ્ય તજો. ૫૫

---

## ૧૦ ઉધોર છંદ–માત્રા ૧૪, તાળ ૬.

માત્રા ચૌદનું પદ માન, ગુ લ અંતે ઉધોર પ્રમાણ;
તાળો એક ત્રણુ શર આઠ, દશ ને બાર પર પણુ પાઠ. ૫૬
મન તું મૂર્ખ ચાળા મેલ, ખટપટ ખેલમાં શિદ ખેલ;
ધર તું ધરણીધરનું ધ્યાન, મન તું મારિ શિક્ષા માન. ૫૭
ઘડવા મેલ અઘટિત ઘાટ, વિચર સદૈવ સારી વાટ;
ગુણુ જગદીશના કર ગાન, મન તું મારિ શિક્ષા માન. ૫૮
ભટક્યો ભવ વિષે બહુ ભાન, લંપટ ખાધિ તેં ઘણી લાત;
ફરિને કરિશ નહિ તોફાન, મન તું મારિ શિક્ષા માન. ૫૯
લાખો તેં કિધા અભિલાખ, રહિ તુજ હાથમાં તો રાખ;
કહું તે કથન ધરને કાન, મન તુ મારિ શિક્ષા માન. ૬૦
સજ તું સૃષ્ટિપતિથી સ્નેહ, તજ તું તર્ક જુલમી જેહ;
ભજ તું ભાવથી ભગવાન, મન તું મારિ શિક્ષા માન. ૬૧
અગણિત કર ભલે ઉપાય, ધર્યું ધરણિધરનું થાય;
ગુણિયલ થઇ સમજ શુભ જ્ઞાન, મન તું મારિ શિક્ષા માન. ૬૨
વીત્યાં વર્ષ લેખ વિસાર, વિતતાં કંઇ ન લાગી વાર;
અવસર આવશે અવસાન, મન તું મારિ શિક્ષા માન. ૬૩

ભ્રમણામાં ભમ્યો ભરપૂર, આશા અધિક આણી ઊર;
ન સર્યો અર્થ વ્યર્થ નિદાન, મન તું મારિ શિક્ષા માન. ૬૪
કદિ મેં મેળવ્યું ધન ક્રોડ, બનિયો [1]જગતશેઠમિ જોડ;
સાચું અંત તો શમશાન, મન તું મારિ શિક્ષા માન. ૬૫
લીધો લેશ તેં નહિ લાભ, દુખના ઊગિઆ શિર ડાભ;
જો તુજને થયું બહુ જ્યાન, મન તું મારિ શિક્ષા માન. ૬૬
હજિ તો બાજિ છે તુજ હાથ, સમજી શોધ સારો સાથ;
જગપતિ સાથ જોડી તાન, મન તું મારિ શિક્ષા માન. ૬૭
મેલી માન મન ઉન્મત્ત, શિક્ષા દે ભલી દલપત્ત;
પ્રીતે કર હરીરસપાન, મન તું મારિ શિક્ષા માન. ૬૮

---

### ૧૧. જેકરી છંદ–માત્રા ૧૫, તાળ ૪.

પ્રતિપદ માત્રા પંદર ધરી, જુગતે છંદ કરો જેકરી;
તાળ પ્રથમ શ્રુતિ શ્રુતિએ ધરો, અંતે લઘુ ગુરૂ અક્ષર કરો. ૬૯
ગામ વચ્ચે ખોદાવો કુવો, સૌના મનની મરજી જુઓ;
કો ઊંડો કો ઉતળો કહે, સૌનું મન રાજી નવ રહે. ૭૦

### ૧૨. ચોપાઈ–માત્રા ૧૫, તાળ ૪.

જેકરી છંદ બરાબર જોય, અંતે ગુરૂ લઘુ અક્ષર હોય;
તે તો છંદતણું આ ઠામ, ચતુર કહે ચોપાઇ નામ. ૭૧
લાંબા જોડે ટુંકો જાય, મરે નહિ પણ માંદો થાય;
તે માટે તક જોઇ તમામ, શક્તિ વિચારી કરિયે કામ. ૭૨
સહસા કામ ન કરવું કહીં, અનુભવવું એકાંતે રહી;
પછી થાશે કેવો પરિણામ, શક્તિ વિચારી કરિયે કામ. ૭૩
આગળ ચાલી પાછો ફરે, માણસ તેની મશ્કરી કરે;
વળતી ન પડે વિશ્રામ, શક્તિ વિચારી કરિયે કામ. ૭૪

---

1 જગતશેઠ–મુર્શીદાબાદમાં છે.

નાગો આવાથી જે થાય, સંસારીથી કદિ ન કસાય;
આવાંને શેનું બદનામ, શક્તિ વિચારી કરિયે કામ. ૭૫
જાગો કે નાગો જન જેહ, તમા વગરના હોયજ તેહ;
શીદ કોઇને કરે સલામ, શક્તિ વિચારી કરિયે કામ. ૭૬
નટ દોરે નાચે ને ફરે, જો બીજો જન એવું કરે;
જાય જરૂર તે જમને ધામ, શક્તિ વિચારી કરિયે કામ. ૭૭
સમજી લ્યો શિખામણ સાર, કહું છું સાચું કોટિક વાર;
દાખે મુખથી દલપતરામ, શક્તિ વિચારી કરિયે કામ. ૭૮

---

### ૧૩. ચરણાકુળ છંદ—માત્રા ૧૬, તાળ ૪.

ચરણ ચરણમાં માત્રા સોળે, તાળ ધરો ચોપાઇ તોલે;
છે ગુરુ બે [1]જો છેવટ ઠામે, છંદ નકી ચરણાકુળ નામે. ૭૯
ભાંગ્ય અફિણ ને ગાંજો જાણો, તે મદિરાની પ્રજા પ્રમાણો;
મૂળ દુઃખનાં ઉપજે એથી, જાય મનુષની બુદ્ધી જેથી. ૮૦
કેફીનો વિશ્વાસ ન કીજે, સારૂં મનુષ નહીં સમજીજે,
જાદવ હતા બહૂ જશવાળા, કેફ કર્યાથિ થયા મુખ કાળા. ૮૧
કિંચિત કરતાં કો દિન ભૂલ્યા, સેવિ કેફ નહિ ફરશો ફૂલ્યા;
જે નર સાપ જતનથી ઝાલે, તે મૃત્યૂ પામે કો કાળે. ૮૨

### ૧૪. અલક અથવા અરિલ્લ છંદ—માત્ર ૧૬, તાળ ૪.

ચરણાકુળ સમ પદ પરિપૂરણ, છંદ અલક ચિત દુખહર ચૂરણ;
પ્રતિપદ અંતે બે લઘુ અક્ષર, નહિ સમજે જન જેહ નિરક્ષર. ૮૩
જેકરિ ચોપાઇ ચરણાકુળ, અલક વળી એ ચારેને મુળ;
ચોપાઇ કહિયે સાધારણ, તાળ બરાબર છે તે કારણ. ૮૪
જે અભિમાન ધરે અતિ અંતર, તે નર નિંદિત થાય નિરંતર;
વિનય સહિત ઉચરે મુખ વાચક, તે સનમાન લહે સુખદાયક. ૮૫

---

[1] અંતે એક ગુરુ હોય તોપણ નભે.

નમિજ ઘડો પામે જળ નિર્મળ, જો ન નમે તો તે ન લહે જળ;
એમ વિચાર અપાર કરો ઉર, મિત્ર રહો અભિમાન થકી દુર. ૮૬

---

### ૧૫. પદ્ધરી છંદ–માત્રા ૧૬, તાળ ૪.

પ્રતિચરણ સોળ માત્રા પ્રમાણ, તે ચરણ અંત તો જગણ આણ;
ત્રણ ચક્ર રુદ્ર રત્નેજ તાળ, પદ્ધરી છંદનો એજ ઢાળ. ૮૭
ભજ ભાવ રાખિ ભગવાન નામ, સો થામ સઘ તો સફળ કામ;
દિલ શુદ્ધ રાખિ જો થાય દાસ, પ્રભુ દૂર છે ન, છે સર્વ પાસ. ૮૮
તું જીવ સર્વને મિત્ર જાણ, પૂરણ પ્રકાશથી પ્રેમ આણ;
ભીતરથિ તોડ તું વૈરભાવ, તજ દ્વેષ કલેશકારી બનાવ. ૮૯

---

### ૧૬. પ્લવંગમ છંદ–માત્રા ૨૧, તાળ ૫.

માત્રા પ્રતિપદ એક, અને વિસ આણિયે,
એકાદશ દશ ઉપર, જરૂર જતિ જાણિયે;
એક ઉપર પછી ચતુર, ચતુર પર તાળ છે,
આદી ગુરુ ગુરુ અંત, પ્લવંગમ ચાલ છે.[1] ૯૦
છત્રે થાતી છાંય, છડીધર છાજતા,
હાથી હોદામાંય, રસીક બિરાજતા,
આયુષ રિદ્ધિ અનેક, ભરેલી ભાગ્યમાં,
એ સૂતા દિન એક, ઉછળતી આગમાં. ૯૧
ભોગવતા ઉપભોગ, મહા સુખ માણતા,
જેતાં જોગ અજોગ, જરી નહિ જાણતા;
કીધા દામ કરોડ, ખજાને ખાણમાં,
સૂતા તાણી સોડ, મસીદ મશાણમાં. ૯૨

---

૧ તાળનો અને આદિ ગુરુ તથા અંત ગુરુનો નિયમ હુનરખાનના ચટાકમાં પળાયા નથી.

ઇંદ્રપુરી અનુસાર, નગરિઓ નોખમાં,
કોટિધ્વજ સાહુકાર, ગરજતા ગોખમાં;
સુંદરિઓ ગુણસાર, મહા ગુણ મરદમાં,
કો જાણે કહિં દાર, ગયાં મળિ ગરદમાં. ૯૩
માટે મારા મિત્ર, વિચારો વાત રે,
પાપી મટી પવિત્ર, બનો ભલિ ભાત રે;
જીવનનું ફળ જાણિ, ભજો ભગવાન રે,
અંતર પ્રીતિ આણિ, ધરો નિત ધ્યાન રે. ૯૪

---

### ૧૭. મહીદીપ છંદ—માત્રા ૨૨, તાળ ૪.

આવિશ કળ સકળ અંત, જુગલ દીર્ઘ દીજે,
બાર કળ ઉપર વિરામ, મહીદીપ કીજે;
પ્રથમ ઉપર ખટ ખટ પર, તાળ સરસ તેમાં,
સુણતાં પદ સરસ દિસે, જુક્તિ સરસ જેમાં. ૯૫
ઈશ ચરણ સ્મરણ મિત્ર, સરસ રીત સાચી,
તે વિના ત્રિલોક મધ્ય, કોડ વાત કાચી;
હસ્ત ચરણ કરણ નાક, તેં કૃપાળ કીધું,
નેત્ર વદન દંત આપિ, જ્ઞાનદાન દીધું. ૯૬
ખાન પાન ચીજ ખૂબ, એજ આજ આપે,
ભૂખ તરશ ઠંડ તાપ, કષ્ટ સર્વ કાપે;
તે તને ઘડીક એક, એક યાદ આણે;
તું અભાગિ દુષ્ટ, ઇષ્ટદેવને ન જાણે. ૯૭
જો વિચારિ જીવ, જન્મ પામિને શું પામ્યો,
ભક્તિની ન જુક્તિ જાણી, પાપ કાંપ જામ્યો;
છે હજી ઉપાય થાય, તો ઘણુંજ સારૂં,
જે ઘડીટ જાય ઓછું, થાય આયુ તારૂં. ૯૮

---

### ૧૮ હીર છંદ—માત્રા ૨૩, તાળ ૮.

ત્રેવિશ કળ, લાવિ સકળ, મિત્ર પ્રબળ, પ્રેમથી;
આદિ ઉપર ત્રણ ત્રણ પર, તાળ તું ધર નેમથી;
શાસ્ત્ર અંત, શાસ્ત્ર અંત, વિરતિવંત, હોય તે,
આદિ દીર્ઘ અંત રગણ, હીર છંદ, હોય તે. ૯૯
વિશ્વપાળ, ધીવિશાળ, છો દયાળ, દેવ રે,
શોકહારિ, સૌથી સારિ, છે તમારિ, ટેવ રે;
જ્ઞાન અર્ક, સદ્ય હરક, દુઃખ નરક ખાણિનાં,
આપ ચરણ, તાપ હરણ, પાપહરણ, પ્રાણિનાં. ૧૦૦
શુદ્ધ જ્ઞાનનું નિધાન, તું સમાન, તુંજ છે,
જે ઉગેજ સર્વ એજ, તુંજ તેજ, પુંજ છે;
હું અજાણ, શા પ્રમાણ, લઉં વખાણ, વાણિનાં,
આપ ચરણ, તાપ હરણ, પાપ હરણ, પ્રાણિનાં. ૧૦૧
જાણિ દાસ, તોડિ ત્રાસ, રાખ પાસ, રીઝિને,
સાંજ પ્રાત[1] તો ન તાત, બોલું વાત બીજિને;
થા સહાય, કષ્ટ જાય, રંક રાય, રાણિનાં,
આપ ચરણ, તાપ હરણ, પાપ હરણ, પ્રાણિનાં. ૧૦૨

---

### ૧૯. કાવ્ય અથવા રોલા છંદ—માત્રા ૨૪, તાળ ૬.

અર્ધ ચરણ અગિયાર, તથા પછિ તેર કળાનું,
પ્રથમ પછી પ્રતિ ચાર, કળા પર તાળ ભલાનું;
[2]જગણ ન હોય જરૂર, તમામ તપાસો તાળો,
કાવ્યછંદ કરિ ઉર, તિમિર અણસમજણ ટાળો. ૧૦૩
જન્મ મરણ દુઃખ હરણ, ચરણ શ્રીહરિના સેવો,
એ પ્રભુ અભરાભરણ, તરણ તારણ છે તેવો;

---

૧ સવાર. ૨ કોઇ ઠેકાણે જગણ એકાદ આવે તો નભે.

કષ્ટહરણ, સુખકરણ, ધરણ ધરણી, ધીમંતો,
સુખનિધિ અશરણશરણ, વરણ ઉજ્જ્વળ ગુણવંતો. ૧૦૪

---

## ૨૦. હરિગીત છંદ–માત્રા ૨૮, તાળ ૮.

કળ સકળ અટ્ઠાવીશમાં, ગુરુ અંતમાં એ રીત છે,
શણુગાર કે રત્ને જતી, મનહરણ તે હરિગીત છે;
ત્રીજી ઉપર પછિ ત્રણ ચતુર પર, એમ આઠે તાળ છે,
તે તાળમાં જો જગણ તો, ન કહીશ છંદ રસાળ છે. ૧૦૫
તજ રે તું કપટી કપટ ઝટ, વળિ લપટ થા શુભ લક્ષમાં,
દિન ચાર પછિ એસિશ ચપટ, જઇ પાપ કેરા પક્ષમાં;
નમી હાથ જોડી નાથને, શુભ સાથમાં સંચર સદા,
બ્રહ્માંડ નાવે બાથમાં, કરવી ન તૃષ્ણા તે કદા. ૧૦૬
સુણિ શ્રવણ ધારી શીખ સારી, લાભકારી લેખજે,
તો અંત તારી મોક્ષબારી, દુઃખહારી દેખજે;
તજિ જૂઠ જારી, પુરુષ નારી, ચિત વિચારી ચાલજે,
ભવ જાય ભારી થાય યારી, હીતકારી હાલ જો. ૧૦૭

---

## ૨૧. ચોપાયા છંદ–માત્રા ૨૮, તાળ ૭.

પ્રથમ અરધમાં સોળ કળ કરિ, ઉપર બારે આણો,
તાળ પ્રથમ પછિ શ્રુતિશ્રુતિ ઉપર, જો ચોપાયા જાણો;
અંતે તો ગુરુ અક્ષર આણી, ચરણ રચો શુભ ચારે,
બે ચરણે પણ કોઇ કહે છે, હશે સુણેલ હજારે. ૧૦૮
પાડોશણને આટો આપો, ઘરનાં ચાટે ઘંટી,
છોકરડાં તો છાશ પિયે ને, બાવો માગે બંટી;
સ્વારથિયાં છે એવાં સઘળાં, જીવતણી નહિ જાણે,
પર્વત જેવી પરની પીડા, અંતરમાં નહિ આણે. ૧૦૯

---

### ૨૨. મરહઠ્ઠા છંદ-માત્રા ૨૯, તાળ, ૭.

માત્રા દશ આઠે, ધર જતિ પાઠે, ઉપર કળા અગિયાર,
મરહઠ્ઠા નામે, કવિતા કામે, છંદ બનાવો સાર;
છે ગુરુ લઘુ છેલ્લો, એમજ મેલો, ખેલો લાવી ખાંત,
તજિ બે ચચ્ચારે, તાળજ ધારે, ત્યારે થાય નિરાંત. ૧૧૦

કૂવો કે ખડિયો, જેને જડિયો, ભારે તેનાં ભાગ્ય,
તે વર્ષ સુકાળે, કે દુષ્કાળે, ભાળે નહિ દુર્ભાગ્ય;
કાગળ કૂવેતર, ખાસું ખેતર, તેતર તીડ ન ખાય,
લેખણુ હળ હાંકે, પૂરણુ પાકે, થાકે ખાતાં થાય. ૧૧૧

---

### ૨૩. રુચિરા છંદ-માત્રા ૩૦, તાળ ૮.

ચરણુ ચરણુમાં ત્રીસે માત્રા, અંતે તો ગુરુ એક કરો,
આઠે આઠે પઢતાં પાઠે, વળિ થોડો વિશ્રામ ધરો;
એક ઉપર પછિ ચારે ચારે, તાળ સરસ લાવો તેમાં,
રુચિરા નામે છંદ રુપાળો, અલ્પ નથી સંશય એમાં. ૧૧૨

બાળાપણુમાં બુઢ્ઢાપણુમાં, ડાંપણુમાં દંડેલ થયો,
પરઉપકારી કામ ન કીધું, જોતાં જોતાં જન્મ ગયો;
સજ્જનનો તેં સંગ ન કીધો, રોજ રખડતો રોઝ રહ્યો,
અંધો થઇને ધંધે ધાયો, વેઠ ઉપાડી ભાર વહ્યો. ૧૧૩

---

### ૨૪. સવૈયા છંદ-માત્રા ૩૨-૩૧, તાળ ૮.

સજ્જન કવિ જો કરો સવૈયા, હેયામાં ધરિ હેત અનંત,
માત્રા એકત્રીસ ચરણુમાં, સોળે તો વિશ્રામ વસંત;
બત્રીસા પણુ બીજિ તરેના, રુચિરા તુલ્યે તાળ રહંત,
એકત્રીસે અંતે ગુરુ લઘુ, બત્રીસામાં બે ગુરુ અંત. ૧૧૪

તેજ ભણ્યો નર તેજ ગણ્યો જે, સદ્દગુણ શિખી તજે તોફાન,
ભણતર ગણતર પાર ગયો પણ, જો ન થયો જે નર ગુણવાન;
મૂરખ જેવો મૂરખ તે પણ, ના સમજો સુધરેલ સમાન;
પોપટ વેણ વિચિત્ર પઢે પણ, દે નહિ માનવિ કન્યાદાન. ૧૧૫
જો સંસાર સુખે સુધરે તો, જોગિ બની જાયે કુણ બાબૂ,
તીર્થ પિતા માતા તજિ કોણ* ચડે ગિરનાર સિધાચળ આબૂ,
જો મન શુદ્ધ, પઢો ન પઢો પછિ, વેદ પુરાણ કુરાન કિતાબૂ,
પાણિ થકી જો શુદ્ધ થયું પટ, શા માટે ઘસિએ લઇ સાબૂ. ૧૧૬

---

## ૨૫. લીલાવતી છંદ–માત્રા ૩૨, તાળ ૮.

માત્રા બત્રીસે ચરણ ચરણમાં, અંતે તો ગુરુ બે આણો,
**લીલાવતી** નામે છંદ બનાવો, જતિ દશ આઠ ઉપર જાણો;
ત્રિજિ કળ પર તાળ* પછી શ્રુતિશ્રુતિપર, તેજ રીતે સ્વરગતિ તાણો,
આલોક વિષે પરલોક વિષે, પ્રભુપદ ભજિ પૂરણ સુખ માણો. ૧૧૭
મિથ્યા અભિમાની માનવિને મન, માન વસે સૌથી મોટું,
વિદ્વાનપણું પણ જેમ વધે, અભિમાન જશે ખમતું ખોટું;
દુરથી તો ડુંગર દીસે દિલમાં, છેકજ વાદળું છે છોટું,
પણ પાસે જઇને જે જન જોશે, ચિત તેમાં રહેશે ચોટયું. ૧૧૮

---

## ૨૬. ત્રિભંગી છંદ–માત્રા ૩૨, તાળ ૮.

માત્રા દશ આણો, આઠ પ્રમાણો, વળિ વસુ જાણો, રસ દીજે,
અંતે ગુરુ આવે, સરસ સુહાવે, ભણતાં ભાવે, ત્યમ કીજે;
લીલાવતી જેવા, તાળજ દેવા, **ત્રિભંગી** તેવા, છંદ કરો,
જતિ પર અનુપ્રાસા, ધરિયે ખાસા, સરસ તમાસા, શોધિ ધરો. ૧૧૯

---

* આવા પ્રસંગે જ્યાં અર્ધ યતિ હોય, ત્યાં તે પૂરેપૂરી ન સચવાય તોપણ યતિભંગ ગણાતો નથી.

## પ્રભુસ્તુતિ.

જય પ્રભુ પ્રખ્યાતા, પદ્દપ્રકાતા, સુગુણિ ગણાતા, ગુણ ગ્નાતા,
તું ભગિની ભ્રાતા, દિલ અવદાતા, શુભ શોભિતા, સાક્ષાતા;
જય વિશ્વવિધાતા, અલખ લખાતા, મુક્ત મનાતા, મુદમાતા,[૧]
જય જય જગત્રાતા, તું પિતુમાતા, દે સુખશાતા, સુખદાતા. ૧૨૦
જય પૂર્ણપ્રકાશી, વિશ્વવિલાસી, અખિલનિવાસી, [૨]આકાશી,
જય અચળઉજાસી, વિપત્તવિનાશી, છત નિજ દાસી, છે ખાસી;
ઋષિ સહસ્ર અઠયાસી, સિધ ચોરાશિ, તત્વ તપાસી, ચિત ચ્હાતા,
જય જય જગત્રાતા, તું પિતુમાતા, દે સુખશાતા, સુખદાતા. ૧૨૧
જય જય જગસ્વામી, સદ્‌ગુણગામી, નિર્મળનામી, નહિ ખામી,
જય અંતરજામી, અચળ અકામી, શુભવિશ્રામી, સુખધામી;
પ્રભુ તુજ પદ પામી, થાય પ્રણામી, જે ન હરામી, જન થાતા,
જય જય જગત્રાતા, તું પિતુમાતા, દે સુખશાતા, સુખદાતા. ૧૨૨
જય સર્વાધારા, સુખ કરનારા, પ્રીતમ પ્યારા, પ્રભુ મારા,
સઘળા ગુણ તારા, સૌથી સારા, અન્ય નઠારા, ખુબ ખારા;
તુજ મતથી ન્યારા, જે નર દારા, ભયના ભારા, ભરિ જાતા,
જય જય જગત્રાતા, તું પિતુમાતા, દે સુખશાતા, સુખદાતા. ૧૨૩
તું સમર્થ તરવા, તારણ કરવા, અભરણ ભરવા, ભય હરવા,
દુષ્કર આદરવા, ધરણી ધરવા, ગુણ વાવરવા, [૩]ગુણગરવા;
ચહું કીર્તિ ઉચરવા, ઠિક થઇ ઠરવા, યશ વિસ્તરવા, વિખ્યાતા,
જય જય જગત્રાતા, તું પિતુમાતા, દે સુખશાતા, સુખદાતા. ૧૨૪
મન તુજને મળવા, તનદુખ ટળવા, [૪]અકળિત કળવા, રસ ગળવા,
અંતે [૫]અવિચળવા, પાપ પ્રજળવા, દા'ડા વળવા, દુઃખ ટળવા;

---

૧ આનંદમાં મગ્ન. ૨ સ્વર્ગીય. ૩ હે ઉત્તમ ગુણવાળા પ્રભુ.
૪ તું જે અકળ છે તેનું સ્વરૂપ ધ્યાનમાં લેવા, ન કળી શકાય એવી વસ્તુ કળી લેવા. ૫ અચળ થવા.

શુભ કૃત ફળ ફળવા, બંધન બળવા, હિત સાંભળવા, હે ભ્રાતા !
જય જય જગત્રાતા, તું પિતુમાતા, દે સુખશાતા, સુખદાતા. ૧૨૫

[1]હૃદયે મુજ રસિયા, વાસો વસિયા, ક્ષણું ન ખસિયા, જ્યમ [2]કશિયા,
હેતેથી હસિયા, ઠિક થઈ ઠસિયા, [3]બોલે ફસિયા, બહુ જશિયા[4] !
વળિ સરસ વિલસિયા, ધીમે વસિયા, રતી ન ચશિયા, રસરાતા[5],
જય જય જગત્રાતા, તું પિતુમાતા, દે સુખશાતા, સુખદાતા. ૧૨૬

જય જય અસુરારી, કરુણાકારી, બળિયા, તારી બલિહારી,
સૃષ્ટી સંહારી, તેં વિસ્તારી, તેંજ ઉગારી, નરનારી;
જેવી મતિ મારી, સ્તુતિ ઉચ્ચારી, લે દિલ ધારી, જગદાતા,
જય જય જગત્રાતા, તું પિતુમાતા, દે સુખશાતા, સુખદાતા. ૧૨૭

સ્તુતિ કરિ તુજ નામે, કરુણા કામે, ઉર ધરિ આ મેં, આ ઠામે,
રહિ ધીરજ ધામે, જે જન પામે, ભુલે ન ભામે, ભય વામે;
શુભ છંદ રચ્યા મેં દલપતરામે, પછી કર્યા મેં, પ્રસરતા,
જય જય જગત્રાતા, તું પિતુમાતા, દે સુખશાતા, સુખદાતા. ૧૨૮

---

## ૨૭. પદ્માવતી છંદ—માત્રા ૩૨, તાળ ૮.

દશ આઠે ખાસા, ધરી અનુપ્રાસા, ઉપર કળા ચૌદે આવે,
પદ્માવતિ નામે, છંદ સુકામે, ગુણવંતા કવિજન ગાવે;
લીલાવતિ જેવા તાળ જ લેવા, કોમળ પદ રચશે કવિતા,
ઉજળો જશ જામે, સઘળે ઠામે, તે શોભે જેવો સવિતા. ૧૨૯

---

૧. આ છંદના ધ્યાનમાં હૃદયમાં સ્ફુરતા અંતર્યામી પરમાત્માની સ્તુતિ છે. ૨. પ્રેમથી કસેલા, બાંધેલા. ૩. ઇશ્વરનું વચન છે કે મને ભજશે તેના હૃદયમાં હું રહીશ, એ વચનથી બંધાયલા. ૪ હે બહુ જશવાળા પરમેશ્વર. ૫ પ્રેમરસથી રંગાયલા.

જગમાં ઘણું જીવો, કુળનો દીવો, જે પ્રતિદિન ઉપકાર કરે,
સૌનું સુખ શોધે, જ્ઞાન પ્રબોધે, દીન જનોનાં દરદ હરે;
તન ધનથી તેવો, ઉદ્યમ લેવો, એવો તો અભ્યાસ રહે,
પ્રભુનો તે પ્યારો, મિત્ર અમારો, સારો સારો સર્વ કહે. ૧૩૦

### ૨૮. દુમિલા છંદ—માત્રા ૩૨, તાળ ૮.

બધિયે મળિ માત્રા બત્રિસ છે, પણ એક ગુરુ અંતે ધરિયે,
વિશ્રામ કરી કળ સોળ કને, દુમિલા એ વિધિયે આદરિયે;
દુમિલા[1] ગણમેળથકી મળતો, કળતો તે તુલ્ય ગણી કરિયે,
તજિ બે પછિ તાળ તમામ તમે, ગણિ આઠ ધરો શ્રુતિ આંતરિયે. ૧૩૧

ચિત ચોરિ ચહે બહુ ચંચળ થઇ, ઘી ગોળ ઘડા ફોડે ઘરમાં,
નિજ પેટ ભરે ચડી ઠેઠ સુધી, જમવા જે કાંઇ મળે કરમાં;
કદિ માત પિતા સુત સુંદરિને, પૂછે ન સુખી દુઃખમાં ડરમાં,
જો આદમિ એ આચરણ ધરે, તો ફેર કશો નર વાનરમાં. ૧૩૨

---

### ૨૯. ઝૂલણા છંદ—માત્ર ૩૭, તાળ ૮.

કર કળા સર્વ તો સાડત્રીસે મળી,
    દશ દશે શુદ્ધ વિશ્રામ આણી;
અંત ગુરુ એક તો અચળ કરિ આણવો,
    ઝૂલણા છંદની જાત જાણી;
એક ઉપર પછી પાંચ પાંચે વળી,
    તાળ સંભાળિયે વિમળ વાણી;
તાળમાં ત્રીજિ માત્રા લઘૂ લાવિયે,
    તે વિના તો થશે ધૂળધાણી. ૧૩૩

અખિલ બ્રહ્માંડના ઇશ દિન નીશ તું,
    ઉર વિષે આ સ્તુતી ધર અમારી;

---

૧. અક્ષરમેળ.

રિદ્ધિ ને સિદ્ધિ વિક્ટોરિયા રાણિને,
અખુટ ભંડારથી આપ તારી;
સકળ સંસારમાં તેહના શત્રુના,
સૈન્યને સદ્ય સંહારિ નાંખો,
પ્રાણિને પ્રાણદાતાર કરતાર જગ,
રાણિ વિક્ટોરિયા અમર રાખો. ૧૩૪

---

### ૩૦. મદનગ્રહા છંદ–માત્રા ૪૦, તાળ ૧૦.

કરિ સકળ કળા ગણિ, ચાળિસ ચરણે,
[1]દશ વસુ રત્ને વિરતિ કરો, ગુરુ અંત ધરો;
જુગતી કરિ કવિજન, જગણ ન જતિયે,
**મદનગ્રહા** મનરંજ ખરો, રચિ હૃદય ઠરો,
તજિ બે શ્રુતિ શ્રુતિ પર તાળ ધરો પ્રભુ,
વરણવતાં દિલ કેમ ડરો, ભવ તુરત તરો;
વળિ ઉદ્યમના પણ, થઈ ઉપદેશક,
કલેશ વિશેષ હમેશ હરો, ફિકરે ન ફરો. ૧૩૫

ધિક રે રતનાકરની દીકરી,
સ્થિરતાઇ ડહાપણ દૂર ધરી, ફરતીજ ફરી;
વળિ પંડિતને ગણિ શત્રુ અખંડિત,
મૂર્ખ અપંડિત મિત્ર કરી, તે ઠામ ઠરી;
નહિં હું ફરતી નહિ પંડિત પણ રિપુ,
મૂરખ મિત્ર કરી ન વરી, ખાંતેજ ખરી;
પણ પંડિત તો પોસાય, પછી શું,
ખાય અપંડિત પેટ ભરી, તે દેખી ડરી. ૧૩૬

---

૧. દશો અને આઠે અર્ધયતિ–સમજવી.

# અર્ધસમપદ તથા વિષમપદ છંદ.

## ૩૧. દોહરા છંદ—માત્રા ૪૮, તાળ ૧૨.

પહેલે ત્રીજે તેર કળ, અવર પદે અગિયાર;
ભૂ, ભૂતે ને ભક્તિએ, તાળ દોહરે ધાર. ૧૩૭
કર લઘુ કળ અગિયારમી, જગણ ન તાળ હરેક;
તાળ પ્રથમ કે બીજિમાં, નિભે જગણ કદિ એક. ૧૩૮
ભાન ખાન ને પાનનું, ગાનતાન ગુલતાન;
જ્ઞાન વિના વિદ્વાનનું, માન ધરે નાદાન. ૧૩૯
વેષ વિશેષ નરેશનો, બેશ કર્યા શિર કેશ;
દેશ નહીં લવલેશ તો, વેષ ન નભે હમેશ. ૧૪૦
ઇચ્છે રાજ સમાજમાં, લાજ આજ ને આજ;
કાજ કરે પતરાજથી, દગલબાજ શિરતાજ. ૧૪૧
હાટ કરે જઇ વાટમાં, ઘાટ ઘડે ધન માટ;
કુડે કાટલે ખાટવા, ડાટ વળે ધન સાટ. ૧૪૨
શાણપણું નહી આણશે, એજ અજાણ પ્રમાણ;
માણસપણું નહી માણશે, જાણ લાણની હાણ. ૧૪૩
નાતજાતની ઘાતમાં, રાતદિવસ રળિયાત;
ભાતભાત ભલી તે તજે, માત તાતની વાત. ૧૪૪
ગામગામ ઠગકામથી, ઠામ ઠામ ઠગ નામ;
દામ મેળવે હામથી, આમ મુરખનો જામ. ૧૪૫
જાય સુકીર્તિ તજાય ત્યાં, ખાય કેફ હરખાય;
પાય પિયે પંકાય ઠગ, થાય દરિદ્ર સદાય. ૧૪૬
ખાર ખૂબ કરનાર નર, જાર તણો સરદાર;
ભાર ભરે અવતાર લઇ, સાર ન લહે લગાર. ૧૪૭
બાળક દુર્ગુણ બાળજે, જાળવજે જંજાળ;
કાળઝાળ તો ટાળશે, પાળક દીનદયાળ. ૧૪૮

પ્રબળ બુદ્ધિબળ અકળ તન, જળ ફળ ભૂતળદત્ત;
ચપળ સકળ એ અચળ નહિ, દળવાદળ દલપત્ત. ૧૪૯

---

### ૩૨. સોરઠા છંદ–માત્રા ૪૮, તાળ ૧૨.

પ્રથમ ત્રિજે અગિઆર, ચાર બિજે તો તેર કળ;
પદ દોહરા પ્રકાર, સાર ધાર તે સોરઠા. ૧૫૦
પરમ ધરમ પ્રતિપાળ, સુજન સુકર્મ સદા કરે;
ભરમ તજી સંભાળ, ધર્મતણી મનમાં ધરે. ૧૫૧
વ્હાલા તારાં વેણુ, સ્વપનામાં પણ સાંભરે;
નેહ ભરેલાં નેણુ, ફરી ન દીઠાં ફારબસ. ૧૫૨
આજ કાલની વાત, જોડ વરસ જાતાં રહ્યાં;
ભેળા થઇને ભ્રાત, ફરી ન બેઠા ફારબસ. ૧૫૩
પામ્યો ગતી પવિત્ર, જઇને બેઠો જોખમાં;
મિત્રતણી તેં મિત્ર, ફિકર ન રાખી ફારબસ. ૧૫૪
દિલ ન થશો દિલગીર, વ્હેલેરા મળશું વળી;
વદિને એવું વીર, ફરીને ન મળ્યો ફારબસ. ૧૫૫
ઉચર્યો કદી ન એક, જુઠો દિલાસો જીભથી;
છેલ્લીવારે છેક, ફોગટ બોલ્યો ફારબસ. ૧૫૬
દીઠા નહિ દેદાર, સંદેશો નહિ સાંભળ્યો;
કાગળ કે કો વાર, ફરી ન લખિયો ફારબસ. ૧૫૭
હેતે ઝાલ્યો હાથ, છેક કદી નહિ છોડતો;
મળ્યે સ્વરગનો સાથ, ફંટાયો તું ફારબસ. ૧૫૮
માનવજાતી માત્ર, ભલે વસે સઉ ભૂમિમાં;
પણ પ્રીતિનું પાત્ર, ફૂટી ગયું રે ફારબસ. ૧૫૯
લાખ લડાવ્યાં લાડ, સુખ તે તો સ્વપને ગયું;
ઝાઝાં દુખનાં ઝાડ, ફળવા લાગ્યાં ફારબસ. ૧૬૦

અંતરની ગત એક, ઈશ્વર જાણે આપણી;
છેટું પડ્યાથી છેક, ફરે ઉદાસી ફારબસ. ૧૬૧
તારા બોલતણાજ, ભણકારા વાગે ભલા;
ઉપજે ઘાટ ઘણાજ, ફરિ ક્યાં દેખું ફારબસ. ૧૬૨
નેણે વરસે નીર, સ્નેહી જ્યારે સાંભરે;
વ્હેલો આવી વીર, ફરિને મળજે ફારબસ. ૧૬૩

---

## ૩૩. ગાથા અથવા આર્યા છંદ–માત્રા ૫૭, તાળ ૧૫.

સાત ચતુષ્કળ ને ગુરુ, વિષમ ચતુષ્કળ વિષે ન જગણ ધરો;
છટ્ઠે જગણ, ન લઘુ વા, બાર કળાએ વિરામ કરો. ૧૬૪
એ આર્યા પૂર્વારધ અવર અરધમાં વિશેષ શું કહિયે;
છેક ચતુષ્કળ છટ્ઠું, ત્યાં કેવળ એક લઘુ લઇયે. ૧૬૫
પ્રથમ પછી ચચ્ચારે, તાળ ભલા પ્રથમ અર્ધમાં દીસે;
પછિ શશિ શર નવ તેરે, સત્તર બાવીશ છવ્વીશે. ૧૬૬
દુખહર દીનદયાળા, ધર્માળા પ્રભુ સદા સુકર્માળા;
ગુણવાળા ગોપાળા[1], સ્મરણ કરૂં તારું શોભાળા. ૧૬૭
તું માતા તું ભ્રાતા, તું ધાત્તા તું તથા જગત્રાતા;
તું સુખશાતા દાતા, પ્રણમું પ્રભુ પૂર્ણ પ્રખ્યાતા. ૧૬૮
હોંશીનાં મન હરવા, અભિલાષા ધરિ સુકાવ્ય આદરવા;
અભિમત પાર ઉતરવા, સંભારું સહાયતા કરવા. ૧૬૯

---

## ૩૪. ગીતિ, છંદ–માત્રા ૬૦, તાળ ૧૬.

ગાથા પૂર્વારધ સમ, એજ મુજબ ઉત્તરાર્ધ પણ આણો;
ગુણિજન ગણજો ગીતી, જરુર તફાવત જરા નહીં જાણો. ૧૭૦

---

૧ ગો એટલે પૃથ્વી અથવા વાણીના પાળક.

રાય કહે રે કવિજન ! સરસ કયું પુર સઊથિ ગુજરાતે ?
સરસ કયા નર નિપન્યા, આજ અને વળિ અગાઊ ગુજર્યા તે ? ૧૭૧
ગુર્જર દેશ વિષે તો, રાજનગર જ ગણિજે સરસ સઊથી;
સરસ નરસ કહું કોને ? રાજન ! ગરજ ગણિજે સરસ સઊથી. ૧૭૨

### ૩૫. ઉપગીતિ છંદ–માત્રા ૫૪, તાળ ૧૪.

આર્યા ઉતરારધ સમ, પૂર્વારધ પ્રેમથી કરિયે;
એ કવિતા **ઉપગીતી**, અદ્દભુત જુકતીથી આદરિયે. ૧૭૩

### ૩૬. ઉદ્દગીતિ છંદ–માત્રા ૫૭, તાળ ૧૫.

ઉતરારધ આર્યાનું, પૂર્વારધ જો ગણો પ્રીતે;
પૂર્વારધ સમ પછિનું, તે **ઉદ્દગીતી** રચો રસિક રીતે. ૧૭૪

### ૩૭. કુંડળિયા છંદ–માત્રા ૧૪૪.

કુંડળિયો કરતા કરો, આદિ દોહરો એક,
વળતી ચોથા ચરણને, ઉલટાવો ધરિ ટેક;
ઉલટાવો ધરિ ટેક, *કાવ્યનાં ચાર ચરણ સમ,
ચરણ રચો શુભ ચાર, છ પદ થાશે સઘળાં ત્યમ;
પ્રથમ ચરણનો પ્રથમ, શબ્દ છેવટ જો ભળિયો,
છે તે રૂડો છંદ, કહે કવિજન કુંડળિયો. ૧૭૫
નહિ ડોલે જો નાગ તો, નહિ વંશીનો નાદ,
જંગમ જન થિર થાય નહિ, સુણિ કવિતાનો સાદ;
સુણિ કવિતાનો સાદ, મરદ માદા નહિ ડોલે,
નહિ કવિતા તે ઠામ, બરાબર બકરો બોલે;

---

* અહીં તથા બીજા કેટલાક છંદમાં સારા કવિની કવિતામાં તાળની માત્રા પૂર્ણની માત્રા સાથે ભળેલી કોઇ વખત જોવામાં આવે છે; પણ કવિતા લંગડી બન્યાથી દોષ ગણાતો નથી.

કહે કવિ દલપતરામ, નામ ધિક ખોટું ખોલે,
ધિક *વંશી વાનાર, નાગ સુણી જો નહિ ડોલે. ૧૭૬
કંઠ હલાવે કોથળો, કણ ભરતાં જે કાળ,
જન મનમાં જાણી લહે, પ્હોચ્યા કણ પેટાળ;
પ્હોચ્યા કણ પેટાળ, કવિત તો ત્યારે કહિયે,
શ્રોતા જનનાં શીશ, ડોલતાં દિલમાં લહિયે;
કહે કવિ દલપતરામ, નામ કવિ કાવ્ય બનાવે,
હજાર શ્રોતા હોય, કોય નહિ કંઠ હલાવે. ૧૭૭
સરસ કવીની કાવ્ય સુણિ, હરખિ હલાવે કોટ,
નરસ કવીની કાવ્યમાં, ઉંઘ ચલાવે ચોટ;
ઉંઘ ચલાવે ચોટ, કોટ જનની કંપાવે,
જેથી જગમાં લાજ, નરસ કવિની નહિ જાવે;
કહે કવિ દલપતરામ, નથી તે વાત નવીની,
નાવે નિદ્રા નામ, કાવ્ય સુણી સરસ કવીની. ૧૭૮

---

### ૩૮. છપ્પય છંદ—માત્રા ૧૫૨.

છપ્પય છંદ કરનાર, પ્રથમનાં ચાર ચરણમાં,
કળા કરો અગિયાર, અને વળી તેર વરણમાં;
પંચમ પદ પણ તેર, આદિ કળ ઉભય વધારો,
તે ઉપર પણ તેર, છઠું પણ એમ સુધારો;
કળ પ્રથમ ઉપર ચચ્ચાર પર, તાળ ચાર પદ આણજો;
પછિમાં બે કળ ને બેવડું, દુહા પ્રથમ પદ જાણજો. ૧૭૯
જય જય અશરણ શરણ, કરણ જગ હરણ સકળ દુઃખ,
તું ભુ અભરાભરણ, તરણ તારણ કારણ સુખ;
કરણ તું અજરામરણ, ઠરણ જન ઠામ ચરણ તુજ,
તુજ મુખમાં અમિ ઝરણ, વરણ ઉજ્જવળ ભાસે મુજ;

---

* વાંસળી વગાડનાર.

ગુણુ અધિક તેજ તારૂં અકળ, સકળ કળા કારણુ કરણુ,
દે પંથ ગ્રંથ ગ્રંથન કરણુ, જય જય ધરણીધરણુ. ૧૮૦

---

### ૩૯. ચંદ્રાવળા છંદ–માત્રા ૧૧૮.

*ચરણાકુલનું ચરણુ રચીને, દુહા ઉતર પદ દેખ,
બે ચરણો તો એમ બનાવી, પછી કુંડળિ પણુ પેખ;
પછી કુંડળિ પણુ પેખિ વિચારો, ચાર ચરણાકુળ ધારો,
મન રચ ચંદ્રાવળા મચીને, ચરણાકુળનું ચરણુ રચીને. ૧૮૧
સોરઠ દેશતણે સીમાડે, વડું શહેર વઢવાણુ,
રાજસિંહજી રાજ કરે છે, મહીપતિ ત્યાં મકવાણુ;
મહીપતિ ત્યાં મકવાણાવંશી, ચંદ્રસિંહ સુત સૂરજ અંશી,
વાસ કવીનો નાગરવાડે, સોરઠ દેશતણે સીમાડે. ૧૮૨
ભાગોળે નદી ભોગવતી છે, તેને દક્ષિણુ તીર,
જૈન ધરમના જ્યાં મ્હાજોગી, વિચર્યા શ્રી મ્હાવીર;
વિચર્યા શ્રીમ્હાવીર વખાણી, સતિ થઇ રાણકદેવડિ રાણી,
જ્યાં જુગતી બહુ જોગવતી છે, ભાગોળે નદી ભોગવતી છે. ૧૮૩
પાટણપુરથી પ્રથમ વસેલું, વલભીપુરની વાર,
રા ખેંગાર જિરણગઢ રાજા, એનો ત્યાં અધિકાર;
એનો ત્યાં અધિકાર બિરાજે, રાડ કરી લીધું સિધરાજે,
તેણે કિલ્લાવાળું કરેલું, પાટણપુરથી પ્રથમ વસેલું. ૧૮૪
વળતી રાય કરણુ વાઘેલે, પાટણને પૃથિવીશ,
મકવાણા હરપાળને દીધાં, બહુ ગામો બક્ષીસ;
બહુ ગામો બક્ષીસ જ આપી, પ્રથમ ગાદી પાટડિએ થાપી,
ભલું વઢવાણુ દિધું તે ભેળે, વળતી રાય કરણુ વાઘેલે. ૧૮૫

---

* ચરણાકુળના ચરણુને ઠેકાણે અંતે એક ગુરૂવાળું કે બે લઘુવાળું સોળ માત્રાનું ચરણુ પણુ નભે

માધાવાવ મનોહર મોટી, પુરમાં પશ્ચિમ પાસ,
જન પરદેશી આવે જોવા, પ્રસિદ્ધ નામ પ્રકાશ;
પ્રસિદ્ધ નામ પ્રકાશપણે છે, ગણતીમાં જન જૂની ગણે છે,
છે વાવો બીજી પણ છોટી, માધાવાવ મનોહર મોટી. ૧૮૬

કુળદીપક દુલ્લભજી કેરો, નારદ જેનું નામ,
કારભાર શ્રીકાર કરે છે, ગુણિયલ કીધું ગામ;
ગુણિયલ કીધું ગામ સુધારી, વસ્તી વળી વિશેષ વધારી,
ઘાટ રચાવે સરસ ઘણેરો, કુળદીપક દુલ્લભજી કેરો. ૧૮૭

સામવેદિ બ્રાહ્મણ શ્રીમાળી, ઠીક વસે તે ઠામ,
જન્મ થકી વસિયો નિજ જાતે, ત્યાં દ્વિજ દલપતરામ;
ત્યાં દ્વિજ દલપતરામ સુમારે, વર્ષ વીશ વળી આઠ વધારે,
એટલિ ઉમર એ સ્થળ ગાળી, સામવેદિ બ્રાહ્મણ શ્રીમાળી. ૧૮૮



# પ્રકરણ ૩.

## અક્ષરમેળ છંદ.[1]

---

### ( દોહરા. )

દર પ્રબંધ પદ પ્રથમમાં, માપ બતા'વા કામ;
મ,ય,ર,સ,ત,જ,ભ,ન,લ,ગ, લખિશ, ગણુ લઘુ ગુરુને ઠામ. ૧

હરેક સ્વરમાં હોય પણ, એ દશમાંના દેખ;
[2]અવર વરણુનો આંતરો, લખેલ સૂધી લેખ. ૨

લખું શકાર ળકાર પણ, સમજો તે સલકાર;[3]
આપ કથન મતલબ મળે, એમ કરિશ ઉચ્ચાર. ૩

---

### ૧ શ્રી છંદ–અક્ષર ૧.

ગી, શ્રી; છે; તે.[4] ૪

### ૨ કામા અથવા સ્રી છંદ–અ૦ ૨.

ગંગા સંગા, કામા, નામા. ૫

### ૩ મંદર છંદ–અ૦ ૩.

ભૂ પર તું કર; મંદર, સુંદર. ૬

---

૧ અક્ષરમેળ છંદોમાં પહેલા ચરણમાં તાળ બતાવવાને આવી–લંબની નિશાની મૂકી છે તે પ્રમાણે બીજાં ચરણોમાં પણ સમજવું. અહીં તાળ સંજ્ઞા, બોલતાં જેના ઉપર ભાર પડે છે તે અક્ષર, એવા અર્થમાં છે.

૨ માપનો આંતરો દોરતાં જ્ઞને પણ અવર વર્ણ ગણેલ છે. ૩ છૂટા ઇ ને એ બદલ, માપ જણાવનારા ભાગ છે, તેમાં ય ને યે વાપર્યા છે.

૪ સરસ્વતિ (ગી) તેજ લક્ષ્મી ( શ્રી ) છે: અર્થાત્ વિદ્યા એજ ધન છે.

४ मधु छंद—अ० ४.

( प्रभु शुं शुं करे छे. )

नग धरे [1]मधु करे; भय हरे, सुख भरे. ७

५ वार अथवा वारि छंद—अ० ४.

रे लवारि, वार तारि; शीख सारि, उर धारि. ८

६ समुही छंद—अ० ४.

भाळ अहीं ज्यां समुही; शत्रु नकी, त्यांज थकी. ९

७ हंसा छंद—अ० ५.

भेग गणाशे, ते पय पाशे; ले पय अंशा, होय सुहंसा. १०

८ विलास छंद—अ० ५.

जुगे गवाशे, विलास थाशे; भली कविता, सदा सवीता. ११

९ प्रिय छंद—अ० ५.

सळगी उठे, प्रियथी रुठे; मुरखी अती, नहि ते सती. १२

१० हारी छंद—अ० ५.

ते[2] गंगाधारी, छे दुःखहारी; जे ज्ञान आपे, अज्ञान कापे.१३

११ संमोहा छंद—अ० ५.

मां गंगा खासी, संमोहा भासी; आशाए जोने, पाळे पुत्रोने.१४

---

१ मीठाश. २. परमेश्वर सर्वनों आधार छे, तेथी तेमने गंगाना धारण करनार कह्या छे.

૧૨ ચતુરંશા અથવા શશિવદના છંદ—અ૦ ૬.

નંયધર વંશા, શુભ¹ચતુરંશા; પ્રભુપદ પામે, જશ બહુ જામે. ૧૫

૧૩ શેષા છંદ—અ૦ ૬.

માં મોટી રિદ્ધી છે, શેષા વસ્તુ શી છે; જે માતાના જેવી, આપે શાંતી એવી. ૧૬

૧૪ વિમોહા છંદ—અ૦ ૬.

રે રખે તુ મતી, ત્યાં વિમોહા થતી; પ્રૌઢ જ્યાં પાપ છે, સર્વ સંતાપ છે. ૧૭

૧૫ સોમરાજી છંદ—અ૦ ૬.

યયે ધાર ચિત્તે, યશસ્વી હરી તે; કૃતિ જેનિ તાજી, રવી સોમરાજી. ૧૮

૧૬ તિલકા છંદ—અ૦ ૬.

સુશિખા ધરતા, તિલકે કરતા; પણ કાળ થકી, ઉગર્યા ન નકી. ૧૯

૧૭ માલતી છંદ—અ૦ ૬.

જજો પિયુ બાગ, ફુલે ઋતુ ફાગ; સુમાલતિ ફૂલ, અહો દઇ મૂલ. ૨૦

---

૧૮ સમાનિકા છંદ—અ૦ ૭.

રાજ ગંધમાનિકા જો સતી સમાનિકા;
ટાળિ નાંખિ તાપને, દે સુગંધ આપને. ૨૧

---

૧ શુભ ચતુરંશા=ચારે અંશે, અર્થાત્ પૂરેપૂરા, બધી વાતે સારા.

૧૯ કલિતા છંદ—અ૦ ૬.

આ ભગવાન ભજો, તો કલિતાપ તજો;
શાંતિ સદૈવ ધરો, આ ભવસિંધુ તરો. ૨૨

૨૦ કુમારલલિતા છંદ—અ૦ ૭.

જશે ગણિતતા જો, કુમારલલિતા તો;
ભલે ભલું ભણ્યો તું, તથાપિ ન ગણ્યો તું. ૨૩

૨૧ મદલેખા છંદ—અ૦ ૭.

મો'સંગે કરિ રેખા, તે નારી મદલેખા;
બીડું ચાવણુહારી, શોભે વેષ સમારી. ૨૪

૨૨ શીર્ષા છંદ—અ૦ ૭.

મા માગું છું હું એવા, કોટી શીર્ષાની સેવા;
માયા જેની છે મોટી, કૃત્યો છે મોટાં કોટી. ૨૫

૨૩ ચિત્રપદા છંદ—અ૦ ૮.

ભાભિ [1]ગગી ચિત ધારી, ચિત્રપદા શિખિ સારી;
તે કવિતા શુચિ કેવી, ઇશ રિઝે ઉર એવી. ૨૬

૨૪ કેતુમાળ છંદ—અ૦ ૮.

તે તો ગગી છે ગુણાળી, કન્યા શિરે કેતુમાળી;
શિક્ષા શિખાવી સુધારો, તો અર્થ સારે તમારો. ૨૭

૨૫ તુંગા છંદ—અ૦ ૮.

ન નગ ગણિશ તુંગા, ગણુ સદગુરુ સંગા;
રવિ શશિથકિ ઉંચે, કર ગતિ મન રૂચે. ૨૮

---

૧. કન્યા, છોડી.

### ૨૬ કમળ છંદ—અ૦ ૮.

ન સળગિ ઉઠો નરો, કમળ દિલ તો કરો;
વચન ખળનાં દુખે, સહન કરજો સુખે. ૨૯

### ૨૭ વિદ્યુન્માળા છંદ—અ૦ ૮.

મામા ગંગા કેવી મોટી, વિદ્યુન્માળાથી છે છોટી;
કીધાં દેવે એવાં કોટી, ખામૂખાં શી વાતો ખોટી? ૩૦

### ૨૮ ખંજા છંદ—અ૦ ૮.

મોભે ગંગા હરિ મેલે, ખંજા તેમાં નહિ ખેલે;
શાળા પાળે ઘર સાચે, વિદ્યા મૂર્ખો નહિ વાંચે. ૩૧

### ૨૯ મલ્લિકા છંદ—અ૦ ૮.

રોજ ગૂલબાસ દેખ, મલ્લિકાનિ માળ પેખ;
બેશિને નિહાળ બાગ, લે સુગંધ પામિ લાગ. ૩૨

### ૩૦ નગસ્વરૂપિણી અથવા પ્રમાણિકા છંદ—અ૦ ૮.

જરા લગાડિ જીવડો, પ્રમાણિકાપણું ઘડો;
વધે વડાઇ વિશ્વમાં, ભલું થશે ભવિષ્યમાં. ૩૩

### ૩૧ માણવકાક્રીડ છંદ—અ૦ ૮.

ભૂતળ ગા પ્રીત સજી, માણવકાક્રીડ તજી;
શ્રીહરિને ચિત્ત ધરી, કોકિલનો કંઠ કરી. ૩૪

### ૩૨ અનુષ્ટુપ અથવા શ્લોક—અ૦ ૮.

પાંચમે લઘુતા તોળો, ગુરૂ, છઠ્ઠો લખ્યો ગમે;
બીજે ચોથે પદે બોલો, શ્લોકમાં લઘુ સાતમે. ૩૫

ઠાલો ઠોઠ નિશાળે જો, ગાળે વેળા બૈપી ચડે;
મૂછાળો મૂર્ખ મોટો થૈ, પસ્તાવામાં પછી પડે. ૩૬
છાવરે દુષ્ટતા છાની, તે ચૌટે ચકલે ચડે;
ત્યાં તે તો દુષ્ટ તોફાની, પસ્તાવામાં પછી પડે. ૩૭
ફુલાવ્યો ફાંકડો ફૂલે, ખૂબ ખર્ચેંજ જો ચડે;
દેવાળું નીકળે ડૂલે, પસ્તાવામાં પછી પડે. ૩૮
જીવિકા વૃક્ષને જોઇ, છેદે છે થેભિને થડે;
ભૂખના દુઃખથી રોઇ, પસ્તાવામાં પછી પડે. ૩૯
મૂર્ખ જે તાત માતાને, ન્હાની ઉમ્મરમાં નડે;
સંભારી સુખદાતાને, પસ્તાવામાં પછી પડે. ૪૦
ભાવ લૈ, ભેગનો ભૂકો, ધાલીને ધાટ જે ઘડે;
તે ધંધો થાય છે ટુંકો, પસ્તાવામાં પછી પડે. ૪૧
ભૂલતાં ભૂલ જે ભાખે, તો તેને લડવા તડે;
થૂકના સ્વાદને ચાખે, પસ્તાવામાં પછી પડે. ૪૨
પારકી પુંજિને પેખી, ધારણા ન રહે ધડે;
ખત્તાના ખેદને દેખી, પસ્તાવામાં પછી પડે. ૪૩
બુઢાને બાળકી આપી, બાંધે છે મીંઢળો મડે;
પિતા પુત્રીતણો પાપી, પસ્તાવામાં પછી પડે. ૪૪
સ્નેહી સંબંધિની સાથે, લાકડી લૈ ઉભો લડે;
મોટી પીડા પડે માથે, પસ્તાવામાં પછી પડે. ૪૫
ફૂલપાન ફળો ગંધો, સંભાળે નહિ તો સડે,
અંતે તે આળસુ અંધો, પસ્તાવામાં પછી પડે. ૪૬
રાજી બુદ્ધિ ધરો તીખી, મેલી દ્યો ઉન્મત્તની;
શિક્ષા સાચી લહો શીખી, દીક્ષા છે દલપત્તની. ૪૭

---

### ૩૩ રત્નકરા છંદ—અં૦ ૯.

એ શી શી પ્રભુ ભક્તિ કરી, રૂઠી રત્નકરા ઉચરી;
જો બીજુંજ બકાઇ જશે, તો તે શું પરિતુષ્ટ થશે ! ૪૮

### ૩૪ તોમર છંદ—અ૦ ૯.

સજિ જોડ શુદ્ધ[1] સહાય, ગુણ યશ તોમર[2] ગાય;
રસ રીતથી કવિરાય, પળમાંજ પાવન થાય. ૪૯

### ૩૫ સારંગ છંદ—અ૦ ૯.

નય સહિતે નિત્ય રહે, સઉ જન સારંગ કહે;
ભણિભણિને ભક્તિ કરે, ભવજળ તે તુર્ત તરે. ૫૦

### ૩૬ બિંબા અથવા લલિતતિલકા છંદ—અ૦ ૯.

નિશ યદિ શશાંક રાજે, લલિતતિલકા સુછાજે;
કવિજનથકીજ તેવી, સુલલિત સભા કહેવી. ૫૧

### ૩૭ મણિબંધ છંદ—અ૦ ૯.

ભીમ સદા આહાર ભરે, તે મણિબંધ બાંધિ ધરે;
તોપણ ભૂખ્યો તે ભમતો, રોજ રણે જૈને રમતો. ૫૨

### ૩૮ મહાલક્ષ્મી છંદ—અ૦ ૯.

રે રરા અંત તું ખ્યાત છે, તે મહાલક્ષ્મીનો તાત છે;
નામ તે જાણશે નાગરા, હોય જે બુદ્ધિના સાગરા. ૫૩

### ૩૯ પવિત્રા છંદ—અ૦ ૯.

ભોળી સાચાં કૃત કરતા, પાળે પ્રેમે પવિતરતા;
સૌની ચિંતા ચિત ધરતા, પોતે પીડા પણ હરતા. ૫૪

### ૪૦ રૂપમાળા છંદ—અ૦ ૯.

મામી મેં દીઠી સિંધૂમાળા[3] રંગે રાતી ને રૂપેમાળા;
શોભીતી છે સૌભાગ્યે સારી, પ્રીતિવંતી તે લાગે પ્યારી. ૫૫

---

૧ સારો સોબતી. ૨ તોમર છંદથી. ૩ લક્ષ્મી.

### ૪૧ પાવક છંદ—અ૦ ૧૦.

ભીમ ભગાવે ભાલા લડતાં, પાવકમાં તે મેલે પડતાં;
ચંચળતા રાખીને ચડતાં, ત્રાસ ન રાખે સામો તડતાં. ૫૬

### ૪૨ ચંપકમાળા છંદ—અ૦ ૧૦.

ભીમ સગા કીધા બળવાળા, દ્રૌપદી તો થૈ ચંપકમાળા;
બેય જણે શોભા બહુ લીધી, કીર્તિ બધે દેશાવર કીધી. ૫૭

### ૪૩ બિંદુ છંદ—અ૦ ૧૦.

ભાભિ મગાવતિ તું હર્ખાઇ, કાવ્યસુધારસબિંદુ બાઇ !
આ શુભ પુસ્તક લૈને વાંચો, કાવ્યસુધારસ છે તે સાચો. ૫૮

### ૪૪ સંજુકતા અથવા સંગતિકા છંદ—અ૦ ૧૦.

સજ જોગ ઇશ્વરનો જઇ, શુભ ભક્તિ સંજુગતા થઇ;
તજ પાપ તેમ ઉતાપને, જપ જુક્તિથી હરિજાપને. ૫૯

### ૪૫ દોધક છંદ—અ૦ ૧૧.

ભાભિ ભગો ગણિતે થઇ ડાહ્યો, દોધક નામ નદીતટ ધાયો;
બેશિ તહીંજ ગણીત બનાવ્યું, દોધક મધ્ય કુટુંબ ડુબાવ્યું. ૬૦
નિર્જળ ગામ નવાણુ ગળાવો, વાવ કુવા નહિ તીર તળાવો;
શોધિ જૂનાં ફરિ સદ્ય સુધારો, તે ધનના ધણિ ધર્મ તમારો. ૬૧
ધીંગિ રચો રુડિ ધર્મશાળાઓ, જ્યાં નરનારિ રહે નબળાઓ;
તે જનના તન તાપ નિવારો, તે ધનના ધણિ ધર્મ તમારો. ૬૨
ચોખિ વિશાળ નિશાળ ચણાવો, બાળકને ભલિભાત ભણાવો;
ઉમ્મર આખિ તણા ઉપકારો, તે ધનના ધણિ ધર્મ તમારો. ૬૩
આદરવી વડિ ઔષધશાળા, દુઃખ તજે જન જાત દુખાળા;
લે સુખ બાળક રોગિ બિચારો, તે ધનના ધણિ ધર્મ તમારો. ૬૪
ભાળિ ભિખારિ દયા દિલ દાખો, રોટલી નાંખી ભિખારિ ન રાખો;

હોય ઉઠાવ ઉદ્યોગ હજારો, તે ધનના ધણિ ધર્મ તમારો. ૬૫
અંગ ગળેલ જળેલજ અંધા, ધારિ શકે નહીં ધીરજ ધંધા;
એ જન પાલન પુંજિ ઉધારો, તે ધનના ધણિ ધર્મ તમારો. ૬૬
સંપિ સુધારિ હરેક શિરસ્તો, સૌ સુખ સાજ કરો બહુ સસ્તો;
નિત્ય વિચાર રચો ન નકારો, તે ધનના ધણિ ધર્મ તમારો. ૬૭
જે પરદેશ દુકાન જમાવો, લાખ કળા પરલોકનિ લાવો;
હોંસ ધરો, નહિ હિંમત હારો, તે ધનના ધણિ ધર્મ તમારો. ૬૮
કાવ્યકળા કવિ પાસ કરાવો, ધીર જુગોજુગ નામ ધરાવો;
ઓ જન! જોગ જડે નહિ આવો, લો દલપત્ત કહે શુભ લ્હાવો. ૬૯

### ૪૬ ઇંદ્રવજ્રા છંદ—અ૦ ૧૧.

તું તજ ગા ગોઠવિ શબ્દ તેવા, જો ઇંદ્રવજ્રા વૃત શુદ્ધ જેવા;
આનંદ એ છંદ અખંડ આપે, કંકાસ ને કલેશ હમેશ કાપે. ૭૦

### ૪૭ ઉપેંદ્રવજ્રા છંદ—અ૦ ૧૧.

જતે જુગે ગાઢ જશો ગવાશે, ઉપેંદ્રવજ્રા વૃતમાં લખાશે;
સખાવતે જો કર કામ સારૂં, ટળે નહીં તો કદિ નામ તારૂં. ૭૧
સ્વતંત્ર તો ઇશ્વર એક એ છે, જુગો જુગે આપ અજીત જે છે;
જુઓ બિજા જીવ ગરીબ જેવા, તમે અમે તેમ તમામ તેવા. ૭૨
જથા તથા વાદ વૃથા વિસારી, કથા તથા કીર્તન તે ઉચ્ચારી;
ધિરે રહી ધ્યાન ધરી ધરીને, હરી હરી બોલ ફરી ફરીને. ૭૩
ઉચ્ચારનો ઊર વિચાર આણી, સુકર્મનો મારગ સદ્ય જાણી;
કુકર્મને દૂર કરી કરીને, હરી હરી બોલ ફરી ફરીને. ૭૪
ઉજાસથી અંતરને ઉજાળી, અનાદિ ઉન્મત્તપણું પ્રજાળી;
ઠરેલ થૈ ઠીક ઠરી ઠરીને, હરી હરી બોલ ફરી ફરીને. ૭૫
પવિત્રતા મિત્ર વિચિત્ર પાળી, હરામની હામ તમામ ટાળી;
દગા થકી દીલ ડરી ડરીને, હરી હરી બોલ ફરી ફરીને. ૭૬

ચઢીશ મા ચૂકિ કુચાલ ચાલે, કરીશ મા ક્રોધ કદાપિ કાળે;
ભલાઈ ભંડાર ભરી ભરીને, હરી હરી બોલ ફરી ફરીને. ૭૭
સુભાષણો સર્વસ સાંભળીને, ભલા ભલા શોધકમાં ભળીને;
ખુશીથિ લ્હે વાત ખરી ખરીને, હરી હરી બોલ ફરી ફરીને. ૭૮
સુસંગતીની કર નિત્ય સેવા, લજાય શું લાભ અલભ્ય લેવા;
ગુણી સભા મધ્ય ગરી ગરીને, હરી હરી બોલ ફરી ફરીને. ૭૯
સુધર્મનો સ્વાદ સદૈવ સારો, ગણાય ચોખો ગુણવાન ધારો;
ચરાય તો નિત્ય ચરી ચરીને, હરી હરી બોલ ફરી ફરીને. ૮૦
અપાર સંસાર સમુદ્ર આ છે, સદાય તે સંકટની સિમા છે;
તકાવ તું પાર તરી તરીને, હરી હરી બોલ ફરી ફરીને. ૮૧
ધૂમાડિનો ધુમ્ર અનિત્ય એ છે, સુબોધ શિક્ષા દલપત્ત દે છે;
મનુષ્ય તો જાય મરી મરીને, હરી હરી બોલ ફરી ફરીને. ૮૨

### ૪૮ ઉપજાતિ છંદ—અ૦ ૧૧.

જો ઇંદ્રવજ્રા પદ ક્યાંઇ જાણું, ઉપેંદ્રવજ્રા પદ મેળવાણું;
લખાય છે તે ઉપજાતિ નામે, ઠેકાણું નક્કી નહિ કોઇ ઠામે. ૮૩
અરે રૂડો માનવ દેહ આવ્યો, બહૂ પ્રતાપી પ્રભુએ બનાવ્યો;
તમે વિચારો હિત જો તમારૂં, કરો કરો કાંઇક કામ સારૂં. ૮૪
ન કાઢશો કાળ કદી નકામો, પરોપકારી શુભ નામ પામો;
ઠગાઇથી નામ ઠરે નઠારૂં, કરો કરો કાંઇક કામ સારૂં. ૮૫
સુકીર્તિનો સ્વાદ સદૈવ ચાખો, આ લોકમાં નામ અખંડ રાખો;
તો વાગશે નિર્ભયનું નગારૂં, કરો કરો કાંઇક કામ સારૂં. ૮૬
હેતે કરો પુણ્ય પવિત્ર હાથે, હાથે કર્યું તેજ સદૈવ સાથે;
બીજું નહીં એક મળે બુઝારૂં, કરો કરો કાંઇક કામ સારૂં. ૮૭
જરે કરી ઉન્મદતા ન આણો, જરે કરીને નહિ શ્રેષ્ઠ જાણો;
જરે કરીને ન રમો જુગારૂં, કરો કરો કાંઇક કામ સારૂં. ૮૮
આયુષ્યમાંથી પળ ઓછિ થાય, મહામુલી તે નહિ મેળવાય;
જરૂર આ જીવન છે જનારૂં, કરો કરો કાંઇક કામ સારૂં. ૮૯

મહીપતીઓ પણ રાજ્ય મેલી, ખપી ગયા ભૂ-પર ખેલ ખેલી;
વિશેષ શું વર્ણન હું વધારૂં, કરો કરો કાંઇક કામ સારૂં. ૯૦
નથી નથી નિશ્ચલ દ્રવ્ય દેહ, નથી નથી નિશ્ચલ નારિનેહ;
અંતે થશે તે સઘળું અકારૂં, કરો કરો કાંઈક કામ સારૂં. ૯૧
મનુષ્યકાયા નથિ મોજ માટે, ઘડી નથી તે પશુપક્ષિ ઘાટે;
અખંડ સ્વર્ગે સુખ આપનારૂં, કરો કરો કાંઇક કામ સારૂં. ૯૨

૪૯ ચપળા છંદ—અ૦ ૧૧.

તેં ભાંજિ લાંગવિજ હાથ લઇ, કાં ખાધિ ખૂબ ચપળાજ થઇ;
તે ઠામમાં ન ધરિ તેં ઠરવા, પસ્તાવ છોડ પછિથી કરવા. ૯૩

૫૦ સુમુખી છંદ—અ૦ ૧૧.

નિજ જળ ગોપસુતા લઇને, વનપથ તે સુમુખી જઇને;
તૃષિત જનો નિરખી દુખિયા, દઇ જળદાન કરે સુખિયા. ૯૪

૫૧ આહ્ની છંદ—અ૦ ૧૧.

તું તાત ગા ગા કથા કાંઇ સારી, આહ્ની સુનીતી દિલે ધર્મ ધારી;
જે સાંભળીને સુતા લાજ પામે, ગાઇશ માં તે ગિરા કોઇ ઠામે. ૯૫

૫૨ અનુકૂળા છંદ—અ૦ ૧૧.

ભૂત ન ગંગાથિજ કદિ ભાગે, આ અનુકૂળા ઉલટિજ લાગે;
જો નહિ માનો નજર તપાસો, ત્યાં બ્રમણાનો ભરપુર વાસો. ૯૬

૫૩ સ્વાગતા છંદ—અ૦ ૧૧.

રે નભાંગિ ગઢનાથ જુઓ છો, સ્વાગતા શિદ સમૃદ્ધિ ખુઓ છો;
ઇશ્વરે સુકરુણા કરિ આપી, કેમ વ્યર્થ ખર્ચો જ કદાપી. ૯૭

૫૪ શાલિની[1] છંદ—અ૦ ૧૧.

માતા તું ગા, ગૂણ ગંગાજિના જે, શોભીતી છે, શાલિની સૌખ્યદા છે;
સિંધૂમાંથી, રત્ન તો સાંપડે છે, ખારે નીરે, ગૂણ જોતાં જડે છે. ૯૮

---

૧ શાલિનીમાં ચોથા અક્ષર પછી યતિ આવશ્યક છે.

### ૫૫ રથોદ્ધતા છંદ—અ૦ ૧૧.

રે નરો લગિ ખસે અશુદ્ધતા, તો નરોનિ ધિક છે રથોદ્ધતા;
શું કહું મરદ તુલ્ય તેહને, સ્ત્રી ગણે ગરદ તુલ્ય જેહને. ૯૯

### ૫૬ સેનિકા છંદ—અ૦ ૧૧.

રોજ રોળ ગાઢ ગાઢ થાય જો, સેનિકા સિપાઈ નાશ જાય જો;
વારવાર વસ્તિ વીખરાય જો, સ્થીર રાજ્ય કેમ ત્યાં થપાય તો. ૧૦૦

### ૫૭ લલિત છંદ—અ૦ ૧૧.

નર રળી ગણે, ન્યાલ હું થયો, લલિત લક્ષણે, ગ્નાનમાં ગયો;
જન જગત્પતી, જો ન તે ભજે, ન સુખસંપથી, સ્વર્ગની સજે. ૧૦૧
શિશુપણું પુરૂં, ખેલમાં ખપ્યું, ન હરિનામ તેં, જીભથી જપ્યું;
જરુર જાણજે, જોમને જશે, સમજ પ્રાણિયા, શી ગતી થશે. ૧૦૨
ન જગનાથને, ભાવથી ભજ્યા, થર કુકર્મના, તે ન તેં તજ્યા;
પ્રભુ તને પછી, લેખું પૂછશે, સમજ પ્રાણિયા, શી ગતી થશે. ૧૦૩
ફિકર છોડિને, ફેલમાં ફર્યો, દિલ વિષે નહીં, દોષથી ડર્યો;
અણુચિતું તને, મોત આવશે, સમજ પ્રાણિયા, શી ગતી થશે. ૧૦૪
સરવ કાળ જૈ, જો શ્મશાનમાં, અખુટ ચેં બળે, ધાર ધ્યાનમાં;
મરણ તે તને, કેમ મૂકશે, સમજ પ્રાણિયા, શી ગતી થશે. ૧૦૫
જન જુવાનિયા, જે જણાય છે, નિમિષ માત્રમાં, નાશ થાય છે;
તુજતણા ગયા, હેતુ એ હશે, સમજ પ્રાણિયા, શી ગતી થશે. ૧૦૬
ચતુર ચેતિ તું, જો વિચાર રે, જગત સર્વ તો છે, જનાર રે;
અચળ કોણ આ, વિશ્વમાં વસે, સમજ પ્રાણિયા, શી ગતી થશે. ૧૦૭
દહન કૈં થયા, તૂંજ દેખતાં, લખિ શકે નહીં, લેખું લેખતાં;
તદપિ ચિત્ત તું, જો ન ચેતશે, સમજ પ્રાણિયા, શી ગતી થશે. ૧૦૮

---

૧ લલિતમાં છઠ્ઠા અક્ષર પછી યતિ આવશ્યક છે.

કપટ કુડનાં, કર્મ તેં કર્યાં, ધન રળી રળી, ધૂળમાં ધર્યાં;
કર વિચાર તે, કોણ કાઢશે, સમજ પ્રાણિયા, શી ગતી થશે. ૧૦૯
સ્વપનતુલ્ય આ, સર્વ લોક છે, હરઘડી થતા, હર્ષ શોક છે;
પલક એકમાં, નાશ પામશે, સમજ પ્રાણિયા, શી ગતી થશે. ૧૧૦
લલિત છંદથી, લાભ લેખિ લે, દલપતી[1] ધરી, દૃષ્ટિ દેખિ લે;
પ્રભુ વિના તને કોણ પાળશે, સમજ પ્રાણિયા, શી ગતી થશે. ૧૧૧

### ૫૮ મોદક છંદ—અ૦ ૧૨.

ભાભિ ભુભેદ ભણો જગદંતર, મોદક આકૃતિમાં નહિ અંતર;
છે ચપટી જરિ ઉત્તર દક્ષણ, તે સમજે જન જેહ વિચક્ષણ. ૧૧૨

### ૫૯ દ્રુતવિલંબિત છંદ—અ૦ ૧૨.

નભભુ રાખિ રૂચીજ નિહાળિયે, દ્રુતવિલંબિત થૈ ચિત ચાલિયે;
અકળ ઈશ્વરતા સ્રજિ સૃષ્ટિમાં, દિનદિને પડશે નિજ દૃષ્ટિમાં. ૧૧૩

### ૬૦ ચંદ્રવર્ત્મ છંદ—અ૦ ૧૨.

રાન [2]ભાસકિ ભયાનક સરખું, ચંદ્રવર્ત્મ નજરે નહિ નિરખું;
ઝાડ ઝુંડ ઝુકિયાં બહુ ઝરણાં, હાથી વાઘ વરૂ ને વળિ હરણાં. ૧૧૪

### ૬૧ તોટક છંદ—અ૦ ૧૨.

શશિ શા શણગાર હવે સજવા, તુચ્છ તોટક જાણિ બધા તજવા;
ગુણવંત પતી પરદેશ ગયા, થિરતા કરિ ત્યાંજ નિવાસિ થયા. ૧૧૫

### વિજયક્ષમામાંથી બાગનું વર્ણન.

બહુ શોભિત બાગ અથાગ બન્યો, ગિરજાપતિનો ગિરિરાજ ગણ્યો;
ગુલબાસ ગુલાબ દિસે ગમતા, લટકી અહિવલ્લિ લવંગલતા. ૧૧૬
તરૂ કેતકિ કેશું કદંબતણાં, વળિ ચંપક ચંદન વૃક્ષ ઘણાં,
ગણિ કોણ શકે સગળાં ગણતાં, ભણિ ભારતિ થાકિ રહે ભણતાં. ૧૧૭

---

૧ દિલનો પતિ અંતર્યામી. ૨ કેદખાના જેવું ભય ઉપજાવનારૂં.

ફળિ છે કદળી વળિ જામફળો, ગુણકારિ સિતાફળ સ્વાદ ગળ્યો;
અતિ ખેર અખોડ અને અરણી, હરડે હિતકારી પિડા હરણી. ૧૧૮
અગણીત અનામત અંબતરૂ, જનરંજન જ્યાં બહુ જંબતરૂ;
તજનાં તરૂ એળચિ દ્રાક્ષતણા, મનમોહન મંડપમાં ન મણા. ૧૧૯
ઝુકિ ઝુંડ તહાં રહિ ઝાડિ ઘણી, ચતુરાઇથી બેઠક બેશ ચણી;
તકની તકરારિ તમામ તહીં, વડપીંપળ પીપર પાર નહીં. ૧૨૦
બિલિ આંમલી બાવળ બોરડિયો, થિર થૈ ઠરિ કાચકિ થોરડિયો;
ખજુરી ખરસાણિજ ખીજડિયો, લળિ લીંબુડિ ને વળી લીંબડિયો. ૧૨૧
અરડૂશિ અનૂપમ આવળ છે, શુભ શીશમ સાગ શતાવળ છે;
નવપલ્લવ થોક અશોક નકી, લખતાં નહિ લેખણ લેખિ શકી. ૧૨૨
વળિ વાડિ વિષે શુભ વાયુ વહે, ગુણ શીતળ મંદ સુગંધ ગ્રહે;
ભમરા રસભોગિ અનેક ભમે, ગુણવંતતણા સુણિ સોર ગમે. ૧૨૩
ચકલા ચિત ચોર ચકોર ઘણા, સ્વર શુદ્ધ મનોહર મોરતણા;
શુક કોકિલ ચાતક સારસડાં, વિચરે નવરંગ વિહંગ વડાં. ૧૨૪
વળિ કુંડ સરોવર વાવ્ય કુવા, જાગતીથી કરેલ પ્રકાર જુવા;
જળ નિર્મળ જ્યાં જમુના જળથી, નહિ નિત્ય પ્રવાહ ઘટે નળથી. ૧૨૫
ભલી ભાત દિસે જળ હોજ ભર્યા, કળદાર ભલા જળજંત્ર કર્યા;
નર નારિ જુવે નજરે નિરખી, હઠ લૈ ચિત ચોંટિ રહે હરખી. ૧૨૬
દિપતું વળિ દેવળ દેવતણું, ચતુરે નવરંગ ઉતંગ ચણ્યું;
કરિ કારિગરી દલપત્ત કહે, સુરનાથ રહી ઘડિ જોઇ રહે. ૧૨૭

---

## ૬૨ મોતીદામ છંદ—અ૦ ૧૨.

। । । ।
જજોજિ જહાં જગદીશ જપાય, રસો ગણિ મૌક્તિકદામ રચાય;
ઉમંગ વધે ઉરમાંહિ અભંગ, અનૂપમ અંગ રહે ચડિ રંગ. ૧૨૮
ભજો ભવતારણ શ્રી ભગવાન, તજો નિજ અંતરનું અભિમાન;
સજો સરજનારતણા ગુણગાન, થજો સઘળા સુઘરેલ સમાન. ૧૨૯

કરો દિલ દૈ પરમારથે કામ, ખરો મત એજ ધરો ઉર આમ;
તરો વળી આળસ નીર તમામ, ડરો કબજે કરતાં બહુ દામ. ૧૩૦
નકી સમજી નિત ચાલવું નેક, છકી મરજાદ ન છોડવિ છેક,
ટકી સુધરેલી ન તોડવિ ટેક, બકી ન જવો જુઠ અક્ષર એક. ૧૩૧
શકે નહિ સાંખિ સુભાસ્દ વેણુ, બકે નર દુષ્ટ મહા દુખ દેણુ;
છકે મધુપાન કિધે નર નેણુ, ટકે મુખ જેમ મણીધર ફેણુ. ૧૩૨
ફકો ભણિને બનિ પંડિત કોય, પકો કરિ વેષ વિશેષજ હોય;
ન કોઇથિ જીતિ શકાયજ જોય, ટકો પણુ કીમત તેનિ ન હોય. ૧૩૩
સગો ગણિ સજ્જન સાથ જરૂર, દગો તજવો દુનિયા થકિ દૂર;
ઠગો ન થશો ન થશો કદિ કૂર, વગો વધશે વધશે વળિ નૂર. ૧૩૪
બડી બડિ તો નહિ બોલવિ વાત, લડી લડિને ધડવી નહિ ધાત;
તડીતડિને હણુવી નહિ લાત, નડીનડિને ન થવું રળિયાત. ૧૩૫

## ૬૩ સ્રગ્વિણિ છંદ—અ૦ ૧૨.

રેરરા રાખ્ય તું ગર્વ શા કારણે, સ્રગ્વિણી સુંદરી છેક છેલ્લો ગણે;
હોય જ્યારે હહો તુજ હૈયા કને, મૂખમાં રાખવો તું ગમે છે મને. ૧૩૬

ઠીક થૈ જે ઠરેલો બધે ઠામ છે, નાથ તે એક તેનાં ઘણાં નામ છે;
સર્વદા જો તમે કામ સારાં સજો, ભૂપના ભૂપના ભક્ત થૈને ભજો. ૧૩૭

જાણુજો જ્ઞાન અજ્ઞાનને જુદ્ધ છે, સેવવા જોગ તો શ્રી હરી શુદ્ધ છે;
ભૂતને પ્રેતને તૂત જાણી તજો, ભૂપના ભૂપને ભક્ત થૈને ભજો. ૧૩૮

કોટિ બ્રહ્માંડનો એજ કર્તાર છે, કામ જેનાં જુઓ સર્વ શીકાર છે;
હે જનો ! હેતથી હેતુ તેના હજો, ભૂપના ભૂપને ભક્ત થૈને ભજો. ૧૩૯

ઈંડ જેવાં જુઓ બિંબ આકાશમાં, ભાળિએ આપણે છેક આભાસમાં;
સ્થાપનારાતણા આપ મિત્રો થજો, ભૂપના ભૂપને ભક્ત થઇને ભજો. ૧૪૦

પાણિ ને પૃથ્વિ પોતેજ પેદા કર્યા ધ્યાન દૈ માનવીને રચીને ધર્યા;
સર્જનારો હરી કોણુ તે શોધજો, ભૂપના ભૂપને ભક્ત થૈને ભજો. ૧૪૧

આદિ કે અંત જેનો નથી આવતો, ભૂધરો એજ છે ભક્તને ભાવતો;
ચાતુરી તે તણી ચિત્ત વીચારજો, ભૂપના ભૂપને ભક્ત થૈને ભજો.૧૪૨
લાખ વાતો તણી એક આ લેખજો, પ્રાણિના નાથને પ્રેમથી પેખજો;
મુક્તિનો માર્ગ તે મૂખથી માગજો, ભૂપના ભૂપને ભક્ત થૈને ભજો.૧૪૩

## ૬૪ ભુજંગી છંદ–અ૦ ૧૨.

યથા [1]યાચિ છે જે સુપંથે ઉમંગી, કરે તેહને શું કુવિદ્યા ભુજંગી;
ઉડયો જાય આકાશ બેસી ગરૂડે, કરે તેહને શું કૂડાં સર્પ ઝુંડે. ૧૪૪

## સુધારા વિષે.

સખું વીનતી વાંચિને દેશી લોકો, જતી રિદ્ધિને દૂર રસ્તેથિ રોકો,
અરે બોલનો તોલ માની અમારો, કુધારો ન ધારો સુધારો વધારો.૧૪૫
ચડી ચાર પાસે વધી રિદ્ધિ ચાલી, ખજાના ખુટીને થયા ખૂબ ખાલી;
વિમાશી હવે વાત વેગે વિચારો, કુધારો ન ધારો સુધારો વધારો. ૧૪૬
છુટા છેક થૈને તમે વ્હેમ છાંડો, મહા હિમ્મતી થૈ હવે પાય માંડો;
અરે આપણી સંતતીને ઉગારો, કુધારો ન ધારો સુધારો વધારો. ૧૪૭
થશે કષ્ટ જો વ્હેમ મધ્યે કુટાશો, ભર્યા લોકના થોક મધ્યે લુંટાશો;
નહી આવશે દુઃખનો એક આરો, કુધારો ન ધારો સુધારો વધારો.૧૪૮
પ્રજા જો તમારી સુધારો ન પામી, ગરીબીથિ જીવે કરીને ગુલામી;
અમેરીકનોની દશા ઊર ધારો, કુધારો ન ધારો સુધારો વધારો. ૧૪૯
જવું ચીન વીલાયતે લાભ જાણી, નહીં તો થશે ધારણા ધૂળધાણી;
ન રાખો હવે હઠ્ઠ જૂઠો નઠારો, કુધારો ન ધારો સુધારો વધારો. ૧૫૦
સજો મિત્રતા સજ્જનો સર્વ સાથે, મટે આપદા આવતી આપ માથે;
અરે અંતરે વાત આ તો ઉતારો, કુધારો ન ધારો સુધારો વધારો. ૧૫૧
ખશી જાય જો મચ્છ પાણી અખૂટે, નહીં તઈંડે ત્યાં તણી સેર તૂટયે;
નહીં તો પછી કષ્ટનો કયાં કિનારો, કુધારો ન ધારો સુધારો વધારો. ૧૫૨

---

૧ યાચિ—જનાર.

દશા દૂર દેશો તણી તો તપાસો, તહાં વીચરીને વસી રાતવાસો;
સુરીતે શીખો જે રુડા રોજગારો, કુધારો, ન ધારો સુધારો વધારો. ૧૫૩
વસી સુખમાં લોક લે ખૂબ લાવો, તમે ચોંપથી ચાલ તેવા ચલાવો;
વડા દુઃખના ચાલ વેગે વિદારો, કુધારો ન ધારો સુધારો વધારો. ૧૫૪
છુટે દુઃખ છે જો ઉપાયો છતા તો, સુખી સૌ વસો શીદ દુઃખી થતા તો;
નચિંતે નડે તે પ્રબંધો નિવારો, કુધારો ન ધારો સુધારો વધારો. ૧૫૫
અરે સજ્જનો સાંભળો શુદ્ધ આ મેં, રચ્યા છે રૂડા છંદ દલપત્તરામે;
સુણી રાખજો ચિત્ત વીચાર સારો, કુધારો ન ધારો સુધારો વધારો. ૧૫૬

---

## ૬૫ કુસુમવિચિત્રા છંદ—અ૦ ૧૨.

નયન યથા બે કમળ ઉઘાડી, કુસુમવિચિત્રા નિરખવિ વાડી;
ભ્રમર ભલા જ્યાં અધિક ભમે છે, ગુણીજનને તે હૃદય ગમે છે. ૧૫૭

## ૬૬ તામરસ છંદ—અ૦ ૧૨.

નિજ જય કોણ કદી ન વિકાસે? [1]તામરસો જળમાં બહુ ભાસે;
તે પણ શુદ્ધ સરોવર કેરો, જો જશ ગાય પ્રસિદ્ધ ઘણેરો. ૧૫૮

---

## ૬૭ પ્રિયંવદા છંદ—અ૦ ૧૨.

ન ભજરે પ્રભુજિ કેમ તું કહ્યા, પરમ મિત્ર પ્રભુ છે પ્રિયંવદા;
સરસ શાંતિ પ્રભુથી પમાય છે, પ્રભુ વિના દુઃખ ખરાં ખમાય છે. ૧૫૯

---

## ૬૮ પ્રમિતાક્ષરા છંદ—અ૦ ૧૨.

સજિ શીશફૂલ બહુ બેશ બણી, પ્રમિતાક્ષરાથિ ગુણ ગાય ગણી;
વનિતા વિલોકિ ગત વાસરમાં, કરતી કલોલ કમળાકરમાં. ૧૬૦

---

૧ રાતાં કમલ.

૬૯ શૈલ છંદ—અ૦ ૧૨.

યથા યાજકો[1] તે યશે ધારિ ધીર, વસી શૈલમાં કે નદી નીર તીર;
તથાપિ પ્રભૂ તો વસે સર્વ ઠામ, ખરા પ્રેમથી તે ભજ્યાનુંજ કામ. ૧૬૧

૭૦ તરલનયન છંદ—અ૦ ૧૨.

ન ન ન ન હરિ વિણુ સુર ભજ, નર તુજ તરલનયન તજ;
મન પ્રભુપદ પર થિર કર, અવર અમરપદ થકિ હર. ૧૬૨

૭૧ દલછંદ—અ૦ ૧૨.

ભોજ સચિકું વરસ તો ન જીવ્યો, શ્રેષ્ઠ દલમધ્ય કુલ મધ્ય દીવો;
સ્વલ્પ દિનમાં સરસ કામ કીધું, દીનજન દેખિ બહુ દાન દીધું. ૧૬૩
ધ્યાન ધર ધ્યાન ધર ધૈર્ય ધારી, પૂર્ણ કરનાર પ્રભુ આશ તારી;
કલ્પતરુ તુલ્ય જગદીશ જાણી, માગ પ્રભુ પાસ મુખ મિષ્ટ વાણી. ૧૬૪
કોટી કરુણા કરણ સૃષ્ટિ કર્તા, વાક્ય શુભ દે વિવિધ વિશ્વ ભર્તા;
કાવ્યરચના સરલ થાય કેવી, જાણ જનને રતન ખાણ જેવી. ૧૬૫
તર્ક ઉપજે તરત ઉક્તિ ટાણે, શબ્દ રચના સરસ અર્થ આણે;
કામ કરવા પરમ હામ ધાલી, સિંધુ તરવો ચરણભેર ચાલી. ૧૬૬
હાથ જુગ બાથ નભ સાથ ભીડી, કેમ ગિરિઘાટ કુદિ જાય કીડી;
ગ્રંથ રચવો વિકટ પંથ જાણો, ઈષ્ટ કરુણાથિ ઉર હામ આણો. ૧૬૭
જો જગતપાળ પર પ્રેમ જાગે, શાંતિ ઉપજે સરવ ભ્રાંતિ ભાગે;
જીભ પર કાવ્યતણિ જુક્તિ જામે, ગ્રંથ રચવા સરસ પંથ પામે. ૧૬૮

૭૨ ઇંદ્રવંશા છંદ—અ૦ ૧૨.

તેં તો જરા ધીરજથી તપાસ રે, થૈ ઇંદ્રવંશા ન થવું ઉદાસ રે;
હેતે કરી અર્જુનને કહે હરી, સંગ્રામ સાધો ધનુબાણને ધારી. ૧૬૯

---

1. યજન કરનાર.

### ૭૩ વંશસ્થ છંદ—અ૦ ૧૨.

જતા જરા વાર કશી ન જાણજે, પવિત્ર વંશસ્થ પુરા પ્રમાણજે;
અરે અજાણ્યું મરવાનું આવશે, તમામ તેનું ધન તે તજાવશે. ૧૭૦

### ૭૪ વૈશ્વદેવી[1] છંદ—અ૦ ૧૨.

મામાયે યજ્ઞે કૃષ્ણને યાદ કીધા, તેડાવ્યા વિપ્રો વૈશ્વદેવી પ્રસિદ્ધા;
મલ્લોને આજ્ઞા આપિ એવી વળી જે, જો આવે જજ્ઞે કૃષ્ણનો જીવ લીજે. ૧૭૧

### ૭૫ મંજુભાષિણી છંદ—અ૦ ૧૩.

સજ સાજ ગોખિ ગુણનો સુવાસિની,
વળિ થા ભલીજ વિધ મંજુભાષિણી;
જશ તો જરૂર જગ મધ્ય જામશે,
પરિપૂર્ણ સૂખ પણ તો તું પામશે. ૧૭૨

### ૭૬ તારક છંદ—અ૦ ૧૩.

શિશુ શીશ ગધાજનની રિશ જામ,
નહિ તારક દેવતણા પદ પામે;
અબળાતણિ ઘાત કરે અતિ કોપે,
પછિ તે નરને ધરશે હરિ તોપે. ૧૭૩

### ૭૭ કલહંસ છંદ—અ૦ ૧૩.

સજશે સગાથિ શુભ સ્નેહ રહીને,
કલહંસ કંઠ કરિ વાણિ કહીને;
સુખ સાજ આજ અરિ લાજ વધારે;
શુભ કાજ તેજ જન સર્વ સુધારે. ૧૭૪

---

૧ વૈશ્વદેવીમાં પાંચમા અક્ષર પછી યતિ આવશ્યક છે.

### ૭૮ મત્તમયૂર અથવા માયા[1] છંદ—અ૦ ૧૩.

મેં તેયો શું ગાંઠ રતિની દૃઢ વાળી,
માયા જેની, ભૂ નભ મધ્ય ભલિ ભાળી;
નીચે છે જે, **મત્તમયૂર**પ્રભ માયા,
તેના સ્વામી છે પ્રભુ તેના ગુણ ગાયા. ૧૭૫

---

### ૭૯ પ્રભાવતી[2] છંદ—અ૦ ૧૩.

તું ભાસિ જે, ગુણ ગણના શિખાવતી,
સ્નેહી સદા, મુજ પણ તું **પ્રભાવતી**;
તારો જ છું, જન ભગવંતિ ભારતી,
દેવી રખે, દલ મુજને વિસારતી. ૧૭૬

---

### ૮૦ કંદ છંદ—અ૦ ૧૩.

યથા યાયિ લોકો ગતાનુગતીથી જ,
જમે કંદ કે મૂળ કે ઓષધી બીજ;
ખરા માર્ગનો મર્મ તે તો ન જાણે જ,
વિના જ્ઞાન મિથ્યા મહાવાદ તાણે જ. ૧૭૭

---

૧ મત્તમયૂરમાં ચોથા અક્ષર પછી યતિ છે.

પ્રભાવતીમાં ચોથા અક્ષર પછી યતિ છે. સંસ્કૃત ગ્રંથો પ્રમાણે રુચિરા કિંવા પ્રભાવતીનું લક્ષણ નીચે મુજબ છે.

જિભે સ૭ ગૃહ જગમાં બઢાવતી,
પ્રભાવ તું અતિ રુચિરા પ્રભાવતિ;
સદૈવ હું ભજું તુજને જ ભારતી,
રખે મને કવિજનની ! વિસારતી.

## ૮૧ વસંતતિલકા છંદ—અ૦ ૧૪.

તું ભોજ જેમ ગણુતાં, તુછ ભૂપ ભાસે,
વેશ્યા વસંતતિલકા કદિ કીર્તિ ગાશે;
હેયે પ્રજાહિત કશો ન વશ્યો સુધારો,
શી કીર્તિ તારિ કથશે કવિ કોઇ સારો. ૧૭૮

જો ઇશ્વરે અતિ ઘણું ધનધાન્ય આપ્યું,
કંગાલતા કુભવતાતણું કષ્ટ કાપ્યું;
પૃથ્વી વિશે દશ દિશે જશ પાથરો રે,
ઔદાર્ય કાર્ય કરવા કર વાવરો રે. ૧૭૯

રે માનવી સરવ માનવી વાત મારી,
છે અર્થની નથિ અનર્થનિ કે નઠારી;
શાસ્ત્રો વિશે લખત છે, મત છે ખરો રે,
ઔદાર્ય કાર્ય કરવા કર વાવરો રે. ૧૮૦

જે વાવર્યું સુકૃતમાં વર્યું તે તમારૂં,
દાટેલ જે ધરમાંજ રજમાં જનારૂં;
ધીમંતના કથનમાં મનમાં ધરો રે,
ઔદાર્ય કાર્ય કરવા કર વાવરો રે. ૧૮૧

હાથી હજાર પતિ હાકમ જે હતા તે,
છે કોઇ છેવટ સુધી છતમાં છતા તે;
ઉચ્ચાર એમ ગણુના ગણિ ઉચ્ચરો રે,
ઔદાર્ય કાર્ય કરવા કર વાવરો રે. ૧૮૨

તે ધન્ય ધન્ય ધરણીધર પિંડ ધારી,
જે ખાંત રાખિ ખરચે વિતને વિચારી;
પોતે સુપંથ સમજે પણુ પાંશરો રે,
ઔદાર્ય કાર્ય કરવા કર વાવરો રે. ૧૮૩

### ૮૨ લીલા છંદ[1]—અ૦ ૧૪.

તું ભાયિ જંગ લહિ, થાકયો નહીંજ લેશ,
લીલા વિષેજ મન, કીધું સદા પ્રવેશ;
રે લાભનો ન કદિ, કીધોજ તેં તપાસ,
દંભી દિઠોજ દિલ, દીઠો ન દેવદાસ. ૧૮૪

### ૮૩ પડધમી છંદ[2]—અ૦ ૧૪.

ન ભજશે, ગગડતા, પથરને, બંદા,
પ્રગટતાં, પ્રથમથી, પડધમી, છંદા;
ધરમના, કરમના, સરસ જ્યાં, ધારા,
અમર ત્યાં, અવરમાં ભ્રમણના, ભારા. ૧૮૫

### ૮૪ ચામર છંદ—અ૦ ૧૫.

રોજ રોજ રાખિને રમોજ રાગ, રંગમાં,
ચામરો ચલાવિ ચિત્ત મોહિ મોરચંગમાં;
બાગમાં બિરાજિ સાજિ અંગરાગ અંગમાં,
કેહિ જેમ કોટડી વિષ વસ્યો કુઢંગમાં. ૧૮૬

### ૮૫ નિશિપાળ છંદ—અ૦ ૧૫.

ભાજ સુનિ રિદ્ધિ કદિ કાળ નહિ રાખતો,
ચોકિ નિશપાળતણિ રાખિ સુખ ચાખતો;
જોર નહિ જ્યાં સકળ ચોરતણું ચાલતું,
દુષ્ટ દિલ સાલ મહિપાળ બળ સાલતું. ૧૮૭

### ૮૬ માલિની છંદ[3]—અ૦ ૧૫.

ન નમિય યદિ નારી, સ્વામિને માન મેલી,
ન ગુણવતિ ગણાય, માલિની નેહઘેલી;

---

૧ લીલા છંદમાં સાતમા અક્ષર પછી વિશ્રામ આવે છે.
૨ પડધમી છંદમાં ચચ્ચાર અક્ષરે વિરામ છે.
૩ માલિનીમાં આઠમા અક્ષર પછી યતિ છે.

ગરવ તજિ પતાને, જે નમે પ્રેમ આણી,
સુખ બહુ બહુ પામે, એજ વેદે વખાણી. ૧૮૮

૮૭ માળા અથવા સૃણિ છંદ—અ૦ ૧૫.

ન ન ન ન સાખ કર કરમ અઘટતું,
સૃણિ ધરિ પ્રતિપળ હરિ ગુણ રટ તું;
મનુજ જનમનું સુખદ ફળ ફળશે,
દુરિત અમિત તુજ તરતજ ટળશે. ૧૮૯
પડિ ધણિ ગરજ, કરજ કદિ કરિયે,
પ્રતિદિન દિન પણ, દિલ અતિ ડરિયે:
ફિકર સકળ તજિ, વિકળ ન ફરવું,
કદિ અતિ અધિક, કરજ નહિ કરવું. ૧૯૦

૮૮ સારંગી છંદ—અ૦ ૧૫.

મામા મામા માડી માશી સાને મેલી જાવું છે,
સારંગીના તૂટે સાંધા તેવું તારે થાવું છે;
નાડી તૂટે છૂટે કાયા ત્યારે ના કો તારૂં છે,
એ વીચારી સારો રસ્તો શોધી લે તો સારૂં છે. ૧૯૧

૮૯ નલિની અથવા ભ્રમરાવળિ છંદ—અ૦ ૧૫.

શિશુ શીશ સુધા જળ પેખ પ્રભાત સમે,
રસભોગિ ભલી ભ્રમરાવળિ કેવી ભમે;
મન રંજન કંજ પ્રફુલ્લિત કોમળ છે,
જમુના જળથી પણ નિર્મળ તે જળ છે. ૧૯૨

---

૯૦ હંસ છંદ—અ૦ ૧૫.

સજ જીભ રે પ્રભુ કીર્તિની રટના સદા,
સ્વર હંસથી પણ શુદ્ધ તો કહિશું તદા;

બકનાર થૈ બકવા કરી નહિ બોલજે,
તજિ તૂત તું ખરુ તત્વ તે પણ તોલજે. ૧૯૩

---

### ૯૧ ચંચળા છંદ—અ૦ ૧૬.

રે જરા જરા લખાય તેટલુંજ તું લખીશ,
ચંચળા થશેજ ચિત્તવૃત્તિ સદ્ય તું શિખીશ;
એટલો અભ્યાસ આજથી અધીક આદરીશ,
કેટલાક કાળમાં વિશાળ કામ તું કરીશ. ૧૯૪

---

### ૯૨ વિશેષ અથવા નીલ છંદ—અ૦ ૧૬.

ભાંભિ ભજે ભગવાન મુખે ભણતાંજ ભજો,
વાદ વિશેષ વિચારિ તમે તત્કાળ તજો;
વેદ પુરાણ કુરાન ભલી વિધિએ ભણવાં,
જો ન ભજે ભગવાન, ભણ્યાં ન ભણ્યાં ગણવાં. ૧૯૫

---

### ૯૩ નારાચ છંદ—અ૦ ૧૬.

જરા જરા જગાધિનાથ ભક્તિ જુક્તિ જાણિને,
નૅારાચ છંદથી કરો, નરો વિશુદ્ધ વાણીને;
કર્યાથી આમ ઠામ એજ કામ આવશે,
મટાડિને મહા કલેશ મ રથી મુકાવશે. ૧૯૬

---

### ૯૪ રૂપમાળી છંદ—અ૦ ૧૭.

રીસ જો જિભ ગાળથી બકવા કર્યે બહુ થાય,
સુણિ જો શુભ રૂપમાળિ ચિતે ન ભૂપતિ ન્હાય;

બોલવો મુખ બોલ તે કરિ તોલવંત વિચાર,
કાઢવો નહિ આકરો અણબુદ્ધિ એક ઉચાર. ૧૯૭

### ૯૫ શિખરિણી છંદ[1]—અ૦ ૧૭.

યમોના સંભાળી, ગણુ અગણિતો દોષથિ ડરો,
દિસે રસ્તો સેં'લો, ભવ શિખરિણી અંત અઘરો;
ભુલાશો લોભાશો, લગભગ લુટાશો સિમ સુધી,
ઉમંગેથી અંગે, સજવિ સતસંગે સદબુદ્ધિ[2] ૧૯૮

**પ્રભુસ્તુતિ.**

પિતા માતા તો તું, જરુર વળિ ત્રાતા જગતનો;
સદા શાતા દાતા, ભગિનિ જન ભ્રાતા ભગતનો;
પુરાણે પ્રખ્યાતા, પ્રભુજિ કરુણા કોટિ કરજે,
મહારાજા મારૂં, દલપત કહે, દુઃખ હરજે. ૧૯૯

---

[1] શિખરિણી છંદમાં છઠ્ઠા અક્ષર પછી યતિ.

[2] આ છંદના બે અર્થ છે. પહેલો અર્થઃ—પ્રત્યેક ચરણમાં 'ય મ ન સ ભ લ ગ' એ સંભાળથી આણો, ઉપરાંત યતિભંગ આદિ અનેક દોષથી ડરીને વેગળા રહો. શિખરિણી છંદ બનાવવાનો રસ્તો ઉપરથી સહેલો દેખાય છે, તોપણ પરિણામે તે છંદ રચવો બહુ મુશ્કેલ છે. તમે તે છંદ રચતા કાચી સમજને લીધે ભૂલાવો ખાઇ અથવા તો અનુપ્રાસ આદિનાં લોભમાં લેવાઇ ભૂલ કરી જશો. છેક છંદ પૂરો થતાં પણ દોષમાં ફસાઇ પડશો. માટે અંગમાં ઉમંગ ધરી કાવ્યશાસ્ત્રમાં કુશળ પુરૂષોના સમાગમથી સારી પાકી સમજ મેળવવી જોઇએ. બીજો અર્થઃ—જમડા—જમદૂતના અનેક ગણ લક્ષ્યમાં લઇ અનેક પાપથી ડરતા રહો; આ સંસારની ટેકરીનો રસ્તો સહેલો દેખાય છે, પણ તે પરિણામે બહુ અઘરો છે. એ રસ્તે તમે ભૂલાવો ખાઇ કે લોભમાં લેવાઇ આડા ચઢી જશો; છેક છેડે પહોંચતાં પણ કામ, ક્રોધ, આદિ ચોરો તમને લૂંટી લેશે. માટે અંગમાં ઉમંગ ધરી સદ્દગુણના સમાગમથી સારી સમજ મેળવવી જોઇએ.

નથી હુંમાં નીતી, નથિ પરમપ્રીતી પ્રભુપદે,
નથી રૂડી રીતી, નથિ અધિક ભીતી ધરી હૃદે;
તથાપી તું તારૂં, બિરદ મનમાં શુદ્ધ ધરજે,
મહારાજા મારૂં, દલપત કહે, દુઃખ હરજે. ૨૦૦

### ૯૬ મંદાક્રાંતા છંદ[1]—અ૦ ૧૭.

માભીને તો, તગિ ગુપત તે, ચિત્ત ચિંતા રહે છે,
**મંદાક્રાંતા,** પતનિ સરખી, દેહમાં દાહ દે છે;
ખીલો લાગે, ખચિત વળિના, અંગમાં માત્ર એક,
મોભે ખીલા, વિવિધ વળગે, જો વિચારી વિવેક. ૨૦૧
ગામે નાસી, ગયું યવનથી, હામ ને દામ મેલી,
મંદાક્રાંતા, લલિત વનિતા, તેથિ થૈ ત્રાસઘેલી;
બારે બેઠી, બહુ જ બકતી, છેક છે માથું છૂટું,
ઘેલી કેરૂં, ગરિબ ઘર છે, લેખિ એવું ન લૂટ્યું. ૨૦૨

### ૯૭ પૃથ્વી છંદ—અ૦ ૧૭.

નિશ લગિ વિરામ છે, ન ભર પાપ શિરે અરે,[2]
પ્રગટ થઇ પૃથ્વિમાં, કર સુકર્મ ખરેખરે;

---

૧. મંદાક્રાંતા છંદમાં ચોથા અને દશમા અક્ષર પછી યતિ છે.

૨. નસ લગ કરી વિરામ અથવા જતિ આણિ તે પછી ન ભ ર લાવવાથી પૃથ્વીછંદનું ચરણ બને છે, એટલે કે પ્રત્યેક ચરણમાં ન સ જ સ સ લ ગ આવે છે. તેમાં આઠમે અક્ષરે વિરામ જોઇયે. આ લક્ષણ સદ્ગત કવિએ કયા ગ્રંથમાંથી ઊતાર્યું છે તે ખબર નથી. સંસ્કૃત છંદશાસ્ત્રનાં પુસ્તકોમાં તો જસ જસ યલગ એવૂં માપ આપ્યું છે. વિરામ આઠમેજ એમાં આપેલ છે. લક્ષણનો છંદ નીચે મુજબ:—

જશે જ શિયળે; ગૃહે ગૃહ અકીર્તિ આઠે દિશે
હશે; બહુ ઘટી જશે વજન નેટ પૃથ્વી વિશે;
પચ્યે પરમ પાપમાં જરૂર ઇશ્વરે રૂઠશે;
કુસંગ વિષ વૃક્ષનાં ફળ અનેક એવાં થશે.

મનુષભવ જાઇ રે, નહિ ફરી ફરિને મળે,
સુકૃત તરુ વાવ તો, ફળ ભલાંજ ભલાં ફળે. ૨૦૩

---

## ૯૮ હરિણી છંદ[1]-અ૦—૧૭.

ન સમ રસ લે, ગાથામાંથી, સુજાણ અને જડો,
સુરસહરિણી, જેની બુદ્ધિ, લિયે રસ ધુંટડો;
ન પય લવ લે, લોહી પીયે, સ્તને વળગી જળો,
ત્યમજ ગરવા, અર્થે કલ્પે, અનર્થ નકી ખળો. ૨૦૪

## ૯૯ ચર્ચરી અથવા વિબુધપ્રિયા છંદ—અ૦ ૧૮.

રીસ જો જિભ રાખશે, જન ભાખશે ન મુખે ભલું;
ચર્ચરી ચિતમાં થશે, વળિ કષ્ટ કારણ કેટલું;
ક્લેશથી લવલેશ જો કદી ક્રોધ અંતર ઊપજે,
નેણમાં વળિ વેણમાં પણ શાંતિ સજ્જન તો સજે. ૨૦૫

## ૧૦૦ ચંદ્રક્રીડા છંદ—અ૦ ૧૮.

યથા[2] ચક્ર આ રાશિનું તે ન જોયું રહ્યા છેક છોટો,
જુએ ચંદ્રક્રીડા મુછાળો થઇ માનવી આપ મોટો;
હસે ને ખસે ને ધસે ધાઇને શું શશીબિંબ સામો,
તજી અર્થ ઉદ્યોગનો જોગ શું કાળ કાઢે નકામો. ૨૦૬

## ૧૦૧ ઝૂલણા છંદ—અ૦ ૧૯.

સજ જીભરે સલુણી સદા શુભ વાક્યમાંહિ મિઠાશ,
ઝુલતું જ બાળક [3]ઝૂલણાતણું હર્ખિ હોય હુલ્લાસ;

---

૧ હરિણી છંદમાં છઠ્ઠા અને સમા અક્ષર પછી યતિ છે.

૨ યથા બરાબર. ચક્ર એ છની સંજ્ઞા છે, માટે આ છંદના પ્રત્યેક ચરણમાં છ ય ગણ સમજવા. ૩ પારણાનું.

નર નારિ ધારિ વિચારિને વળિ સારિ સારિ કહે જ;
સુખિ રંક ને વળિ રાય તે દિલ રાજિ રાજિ રહેજ. ૨૦૭

### ૧૦૨ શાર્દૂલવિક્રીડિત છંદ[1]—અ૦ ૧૯.

માશી જો સુત તેં ગણી ન મુંજની, કાયા કશી પીડિતે,
તેથી હું સ્તુતિ તારિ સારિ સમજું, શાર્દૂલવિક્રીડિતે;
માતા મોટિ સમાન દાન સુખ દે, પાળ્યો ગણી પ્રાણ જે,
જીવું જ્યાં સુધિ જો ન જાણું જશ તો, પાપી પુરો જાણજે. ૨૦૮

રે ગૌરીસુત સિદ્ધિ બુદ્ધિ સતિયો પત્ની તમારી ભલી,
બુદ્ધી તો દલપતરામ ઉપરે રાખે કૃપા એકલી;
સિદ્ધીને સમજાવિને પણ કહો, કાંઇ કૃપા તે કરે,
સિદ્ધી જો નહિ સાનુકૂળ થઇ તો, બુદ્ધી થકી શું સરે ? ૨૦૯

### ૧૦૩ શંભુ છંદ—અ૦ ૧૯.

સાતયે ભૂમાં મુગટે મેલી કર જોડીને વંદ્યા સ્વામી,
સતિથી શંભુ હસિને બોલ્યા, પછિ તે પ્રીતિ પુરી પામી;
પતિનો ક્રોધે પળમાં ભાગ્યો, સતિને શાબાશી સૌ આપે,
વ્રત એવું જે વનિતા ધારે, પ્રભુજી તેનાં કષ્ટો કાપે. ૨૧૦

### ૧૦૪ ગીતક અથવા મુનિશેખર છંદ—અ૦ ૨૦.

સજિ જો ભરી સળગાવ બંદુક તાકિ તોડ નિશાન તું,
શુભ એ કળા મુનિશેખરે શિખવેલિ તેજ સમાન તું;
કરિ ક્ષત્રિ ધર્મનું કર્મ તે પરમાર્થ પૂર્ણ તું પામશે.
દળ દુષ્ટને સુખ દીનને દઇ, જે થકી જશ જામશે. ૨૧૧

---

[1] શાર્દૂલવિક્રીડિતમાં બારમા અક્ષર પછી યતિ છે.

### ૧૦૫ સ્રગ્ધરા-છંદ અ૦ ૨૧.

મં રંભાને ય યાચી, પરથિ, દિઠી પડિ, સ્વર્ગથી સાત વારી,
માટે તે મેલ ચાળા, મુનિજન સમિપે, સ્રગ્ધરા[1] નારિ સારી;
હાવે ભાવે વિભાવે, ચિત ન મુજ ચળે, છેક વૈરાગ્ય છાંડી,
મેલી ને માનઘેલી, જુગતિ તજિજ જા, શું ઉભી મૂખ માંડી ? ૨૧૨

---

### ૧૦૬ મદિરા છંદ-અ૦ ૨૨.

ભા[2] મુનિ ઇષ્ટ ગણી પ્રભુનેજ ભજે સઘળા સુખસાગરને,
તું મદિરા મદથી ન મચીશ, બચીશ ભજી [3]નટનાગરને;
ઇશ્વરને તજિ અન્ય ભજે જડ, કૂપ તજે ગ્રહિ ગાગરને,
ઓસડ વેસડ વૈદ તણાં તજિ, મિત્ર કરે કિમિયાગરને. ૨૧૩

---

### ૧૦૭ હંસી છંદ-અ૦ ૨૨.

મા મોતીને નાના સંગે, ધરમ કરમપર રંગઝગ લાગી,
હંસી ત્યાંની બોલી ત્યારે, અઘટિત ગરવ ન કરિશ અભાગી;
જે પોતાને ધર્મી જાણે, પરજન પર અતિ અરુચિજ આણે,
તેને તે શું ધર્મી ધારો તન તજિ ખચિત ગમન દુખખાણે. ૨૧૪

### ૧૦૮ કેકિની શારદા છંદ-અ૦ ૨૩.

રે રરા રે રરા રાગ લે કેકિનો શુદ્ધ સારી રિતે સાંભળી સાદ,
કેકિની શારદા સૌથી શોભે ભલી, અંતરે એજ તું રાખજે યાદ;
મિષ્ટ વાણીથકી માનવીઓ રિઝે, ક્રૂર વાણીથિ રીઝે નહીં કોય,
મિષ્ટ વાણીથિ પાળે ગણી મિત્રતા, હેત તે સાથ સૌને ઘણું હોય. ૨૧૫

---

૧ સ્રગ્ધરા છંદમાં સાતમા અને ચૌદમા અક્ષર પછી યતિ છે. ૨ મુનિ કહેતાં સાત ભ ગણ અને ગ એટલે એક ગુરૂથી મદિરા છંદ બને છે એમ સૂચવ્યું છે. ૩ વિશ્વરૂપ નાટકના પ્રવીણ સૂત્રધારને.

### ૧૦૯ સર્વગામી અથવા અશ્વછંદ–અ૦ ૨૩.

તું તાત તું તાત તું ગાગધારી[1] ભલું કામ સર્વ સ્થળે તેંજ કીધું,
તું સર્વગામી સદા વિશ્વનું તેં વળી મૂળથી અગ્ર તો માંડી દીધું;
જો શુદ્ધ ભાવે સજી સેવના તો સદા સેવકોનું સઊ કામ સીધ્યું,
સંતાપ ને પાપ તો સર્વ નાઠાં, તથા સર્વથા સ્વર્ગનું સૂખ લીધું. ૨૧૬

### ૧૧૦ વર્ણવાગીશ્વરી છંદ–અ૦ ૨૩.

[2]ય અબ્ધી લગી કૃત્ય કોટી તપાસી પ્રભૂને તે બધું પામશે,
[3]રટે વર્ણ વાગીશ્વરી નામના તું, કહે તે તને આવશે કામ શે ?
મળે મોક્ષનો માર્ગ તો શ્રીપ્રભૂથી, પ્રભૂથી પુરો પ્રેમ જો જાણશે,
તજી અન્યનો આશરો એ ભજી લે, ભજી ભક્તિથી વેદના વામશે.૨૧૭

### ૧૧૧ ઇંદ્રવિજય અથવા મત્તગયંદ છંદ–અ૦ ૨૩.

[4]ભા ઋષિ ગંગ કને વસિને ભજતા હરિ, ત્રાસનિવારણ તે છે,
[5]ઇંદ્રવિજે શુભ જેથિ થયો વળિ મત્તગયંદ નિભાવણ જે છે:
વિશ્વનું કારણ દુઃખ વિદારણ તારણ તેજ ઉગારણ એ છે,
દીનદયાળ પ્રજાપ્રતિપાળક દેવ તને સઘળાં સુખ દે છે. ૨૧૮

### ઇશ્વર વિષે.

કોઇક દેશતણા કવિયો નિજ ભૂપતિને ભગવાન ભણે છે,
કોઇક દેશતણા કવિયો ગુરુનેજ પ્રભૂ અવતાર ગણે છે;

---

૧ ઉંચા પર્વતનો આધાર.

૨ ય=જે માણસ. આ છંદના પ્રત્યેક ચરણમાં અબ્ધિ એટલે સમુદ્ર કહેતાં સાત ય ગણ અને લ ગ એટલે લઘુ ગુરુ આવે છે.

૩ વાગીશ્વરી એ નામના અક્ષરો જપવાથી શું ફળ થશે ?

૪ ઋષિ એટલે મુનિ કહેતાં સાત ભ ગણ અને ગગ એટલે બે ગુરુ, આ છંદના પ્રત્યેક ચરણમાં આવે છે.

૫ વેદમાં કહેલી વૃત્રાસુર ઉપર ઇંદ્રની ફતેહ.

સૂર્ય સમુદ્ર હુતાશનના મહિમાની મિં તેહ ચિતમાંહિ ચણે છે,
કોણ નકી દલપત્ત કહે દિલ દૃષ્ટિથકી પ્રભુ દૂર રહે છે. ૨૧૯
તોપણ તેં કશુંએ ન કહ્યું કહિ થાવર વસ્તુ તણો કરિ થાપ્યો,
તોપણ તેં કશુંએ ન કહ્યું કદિ ક્રોધ ધરી લઇ કર્વત કાપ્યો;
તોપણ તેં કશુંએ ન કહ્યું જપમાળ ધરી કર જીભથિ જાપ્યો,
કોઇ પ્રકાર કહે દલપત્ત ન ઉત્તર ઇશ્વર તેં કદિ આપ્યો. ૨૨૦
કેક વસ્યા વનવાસ ઉદાસિથિ મંદિર માળ તણી તજિ માયા,
કેક તને મળવા હળવા તુજ ધ્યાન ધરી બહુ તીરથ ધાયા;
કેક મુઆ ઉપવાસ કરી કરિ, કેક પ્રજાળિ મુઆ નિજ કાયા,
તોપણ તેં દલપત્ત કહે નહિ ઉત્તર એક દીધો જગરાયા. ૨૨૧
હારિ રહ્યા મનમાંહિ મુનીશ્વર વિશ્વપતી તણિ વાત વિચારી,
તર્ક કરી કરિ તત્વ જડયું નહિ દૃષ્ટિ ઘણી દિલ ઉંડિ ઉતારી;
માન તજી અનુમાન કરી લખ્યું કે મન વાણિ ન પ્હોચિ અમારી,
કેમ શકે કહિ કોઇ કવીશ્વર ઇશ્વરની ગતિ વિશ્વથિ ન્યારી. ૨૨૨
ભક્તિ કરી ભલિ ભાત મુઆ પણ માનવિ પાસ વિમાન ન આવ્યું,
પત્ર ન મોકલ્યું અત્ર લખી વળિ કોઇનિ સાથ ન કેંચુ કહાવ્યું;
હોત રહ્યો જન કોઈ સજીવન તે પણ માનત તેનું બતાવ્યું,
કાંઇ ઉપાય ન તેથી કરે જન જે જનના મનમાં જ્યમ ભાવ્યું. ૨૨૩

---

### ૧૧૨ મલ્લિકા[1] છંદ—અ૦ ૨૩.

જજોજિ જજોજિ જળો ગણતાં, જળ એકજ જાતિતણું જડશે,
જુઓ બહુ ફૂલ જુદાંજ જુદાં, મલિકા નહિ જૂઇ ચિતે ચડશે;
નથી પ્રભુ બે પણ નામ અપાર, અપાર પ્રભુ નજરે પડશે,
અહા સમજૂ જન તો સમજે પણ [2]ધૂડજ ધાડ ઘણા ધડશે. ૨૨૪

---

૧ અષ્ટાક્ષરી મલિકાથી આ ભિન્ન સમજવો. ત્રેવીસ અક્ષરના આ છંદને સુમુખી પણ કહે છે. ૨ રતાંધળા, મૂઢ.

### ૧૧૩ કિરિટ છંદ—અ૦ ૨૪.

ઝંભભભંભભભંભ બજે ડફ એ સુણિ આવિ મળ્યાં જન આંગણુ,
પીછતણા કરિ કિરીટ ધર્યો શિર જામનિમાં કરિ જાગણુ;
એજ અભાગિ અજાણુનિ આગળ આવિ મળી વળિ નારિ અભાગણુ;
ખેલ કરી ખુબ ફેલ કરે જન ફેલિ ફિતૂરિ તને ફટ ફાગણુ! ૨૨૫

### ૧૧૪ દેવ છંદ—અ૦ ૨૪.

ય[1] આઠે દિશામાં ફરે દેવ અર્થે કરે તીર્થમાં સ્નાન દે દાન જૈને,
વિના જ્ઞાન તેને નહીં દેવ ભેટે, સુખે બેસશે તે ન સંતોષિ થૈને;
ભલે ઘેર બેઠા ભજે શ્રી પ્રભૂને ખરા દેવનું લક્ષથી જ્ઞાન લૈને,
ગૃહસ્થાશ્રમી લાભ દુર્લભ્ય લેશે દયાળુપણે દીનને દાન દૈને. ૨૨૬

### ૧૧૫ વૈકુંઠધામા છંદ—અ૦ ૨૪.

ર[2] વસુદેવને[2] દેવ માનું નહીં, તું કહે અન્ય ઉપાસિ શા કારણે,
દેવ વૈકુંઠધામા વિના વિશ્વમાં, ધ્યાન ધારૂં ન ધારી ખરી ધારણે;
અંતરે આદિ એ તો પડી આદિથી, પાંચમે, વર્ષ પોઢયો હતો પારણે,
છેક તે ટેક છોડયોજ છૂટે નહીં, બોલનાં બોલ બીજી રિતે બારણે.[3] ૨૨૭

### ૧૧૬ દુમિલા છંદ—અ૦ ૨૪.

શશિ શું શશિ શું શંશકાતણિ સંગત, અંગ ઉમંગ સજી સજવી,

---

૧ ય=જે માણસ; અહીં આઠ સંખ્યા પૂર્વે યના ઉલ્લેખથી આ છંદના પ્રત્યેક ચરણમાં આઠ ય ગણ આવે છે એમ જણાવ્યું છે. ૨ વસુદેવને એટલે ધનદેવને હું દેવ માનતો નથી. અર્થાત્ ધનને દેવ માની કેટલાક પૂજે છે, તેને હું દેવ માનતો નથી; છતાં તું મને એક ખરા પરમેશ્વરથી ભિન્ન અન્ય દેવનો ઉપાસક શા માટે કહે છે? અહીં વસુ જે આઠની સંજ્ઞા છે તેની સાથે. ર કહ્યાથી આ છંદના પ્રત્યેક ચરણમાં આઠ ર ગણ આવે છે એમ જણાવ્યું છે. ૩ મ્હોં બહાર.

સુજને જન તે કુમિલાપ થકી, કહિ નામ શશાંક પિડે પજવી;
તજિ તે છબી ધુર્ત હવે હરખાઇ, ભલી છબિ કોઇ બીજી ભજવી,
જગમાં હલકાઇ કહે સઉ સજ્જન, તે તણિ સંગત તો તજવી. ૨૨૮

---

### ૧૧૭ સુખદા, વિષ્ણુ અથવા સુરેશ્વર છંદ—અ૦ ૨૪.

જજોજિ જજોજિ જયે કરિ જ્યોત, જુઓ જયવંતજને કરિ જેવી,
સદા સુખદા અપવર્ગ વિષે પણ, આગળ એજ થશે વળિ એવી;
વડી પ્રિય વિષ્ણુ સુરેશ્વર ને વળિ, તે પરમેશ્વર ને પ્રિય તેવી,
અગાધ અતી અવિનાશિ થશે ઉપમા પછિ અન્ય કહે કવિ કેવી. ૨૨૯

---

### ૧૧૮ કળાકુશળ અથવા લવંગલતા છંદ—અ૦ ૨૫.

જજોજિ જજાજિ જજો લઇને જશ પુણ્ય વધે વળિ પાપ નિવારણુ,
અનેક [1]કળાકુશળાઇવડે કરિ કીર્તિ-લવંગલતા ભવતારણુ;
વડા વિદ્વાન કરે સુખવલ્લિ, કૃપાનિધિની રિઝનું પણ કારણુ,
વદે સુખદાયક વાચક શુદ્ધ, સભાસદ મધ્ય સભા શણગારણુ. ૨૩૦

---

### ૧૧૯ અરવિંદમુખી છંદ—અ૦ ૨૫.

સવસૂ લખ સૈન્ય સુમત્ત શરીર બહૂ બળવંત બન્યો નરરાજ,
મનમાં ગણજે અરવિંદમુખી બળ બુદ્ધિ થકી અધિકું નહિ આજ;
ગુણવંત બહૂ ગજરાજ અનેલ કરે નરને વશ થૈ નિત કાજ,
મગરો પણ માનવિથીજ મરાય, જુઓ વળિ જેથિ ન મોટું જહાજ.૨૩૧

---

૧ કળામાં કુશળતાથી. ૨ આ છંદના પ્રત્યેક ચરણમાં વસુ એટલે આઠ સ ગણ તે લ એટલે લઘુ આવે છે. સવસુ એટલે ધનાઢ્ય અને લખ-સૈન્ય એટલે લાખો સિપાઇના લશ્કરવાળો એવો અર્થ છે.

મણિ માંહિ નહીં રસ સ્વાદ સુવાસ પ્રકાશ તણો ગુણ એક અનેક,
વળિ કસ્તુરિ માંહિ સુગંધ વસે શુભ રૂપ સુરંગ છતે નહિ છેક;
શુક કોકિલના સ્વર સુંદરથીજ વખાણ કરે સહુ વિશ્વ વશેક,
સનમાન સદા દલપત્ત થશેજ, હશે ગુણ જો પરિપૂરણ એક. ૨૩૨

---

## ૧૨૦ કિશોર છંદ—અ૦ ૨૬.

[1]સવસૂ લળકે [2]શ્રુતિકુંડળ તોય કુછંદ કળા ગુણ ગાય ન ગાયક,
વય વૃદ્ધ કિશોરતણે વદને વસજો શુભ છંદ કળા સુખદાયક;
જગમાં જન જેથિ જણાય જરૂર લલીતપણે શુભ લક્ષણ લાયક,
વળિ દેશિજનો પર પ્રીત વધારિ સુખે કરિ સદૈવ થાય સહાયક. ૨૩૩

---

## ૧૨૧ મનહર છંદ—અ૦ ૩૧.

અક્ષર જો એકત્રીશ, ધારી ધારીને ધરીશ,
સીમાડે ગુરુ સજીસ, તે પદે તમામને;
[3]આવે વર્ણ આઠ, પઢતાં પવિત્ર પાઠ,
કરાવી વિશ્રામ ઠાઠ, ઠીક ગણી ઠામને;
ગુરુ લઘુ ગણિતથી, નિયમ તે મધ્ય નથી,
શીખીએ સજો સુખથી હૈયે રાખી હામને;
સારો છંદ સુખધામ, નકી મનહર નામ,
રચી દલપતરામ, કરો શુભ કામને. ૨૩૪

---

૧ આ છંદના દરેક ચરણમાં વસુ એટલે આઠ સગણ તથા લળ એટલે બે લઘુ આવે છે. ૨ શ્રુતિ=કાન. ૩ મનહર તથા ઘનાક્ષરીમાં આઠ અક્ષરે યતિ કોઇ કોઇ ઠેકાણે ન સચવાય તોપણ નભે છે.

ઉંટ કહે આ સભામાં, વાંકા અંગવાળાં ભુંડાં,
ભૂતળમાં પક્ષીઓ ને, પશુઓ અપાર છે;
બગલાની ડોક વાંકી; પોપટની ચાંચ વાંકી,
કુતરાની પૂંછડીનો વાંકો વિસતાર છે;
વારણુની સૂંઢ વાંકી, વાઘના છે નખ વાંકા,
ભેંસને તો શિર વાંકાં, શિંગડાંનો ભાર છે;
સાંભળી શિયાળ બોલ્યો, દાખે દલપતરામ,
અન્યનું તો એક વાંકું, આપનાં અઢાર છે. ૨૩૫

---

૧૨૨ ઘનાક્ષરી છંદ અ૦—૩૨.

ચરણ ચરણ મધ્ય, વરણ બત્રીસ વસે,
વિશ્રામ વિશ્રામ ઠામ અક્ષર જ્યાં આઠ આઠ;
ઘણો તો આનંદકંદ, છંદ તે ઘનાક્ષરી છે,
એમ છંદશૃંગાર પિંગળમાં લખેલ પાઠ;
અંતે ગુરુ લઘુ આણ, કાં તો જોડ લઘુ જાણ,
વિશ્વપતિને વખાણ, ઠરાવીને ઠીક ઠાઠ;
ચાર ચરણોમાં વર્ણ, એકસો અઠ્ઠાવીસ છે,
અર્દ્ધ છંદમાં તો ચાર ઉપર શોભીત સાઠ. ૨૩૬

પારકી પ્રીત વિષે.

પ્યારા પિયુજી! પરાઇ પ્રીતની પ્રતીત તજો,
વીસરતાં વીસરતાં, વીસારી વીસરી જાય;
ફૂલેલાં દેખીને ફૂલ, ફોગટ ફુલાવું નહીં,
ફૂલની સુરાઇ તો ફરે દિવસે ફરી જાય;

પીતળનો પ્રીતનો પતંગનો પોથીનો રંગ,
નવો નવો નવ દિન, સુધી હશું હરી જાય;
ચાહિને ચઢાવિયે તો ચાર ગણો ચઢયો જાય,
ઉતરવા દેયે તો ઉતરતાં ઉતરી જાય. ૨૩૭

---

## ૧૨૩ વૈતાળીય છંદ—અ૦ ૧૦, ૧૧.

શશિ જો ગુણ સૂર્યમાળથી, સંભરે લાગિ વળે વિશાળથી;
તુજમાં કદિ તે ગુણો રહ્યા, નથિ વૈતાળીય કાવ્યમાં કહ્યા. ૨૩૮

રચના રચનાર રે ધણી, કરુણાળૂ કરુણા કરો ઘણી;
પ્રભુતા પ્રભુ તારિ તું ધરી, મજરો લે મજ રોગ લે હરિ. ૨૩૯

કરવા કર વાવરો મને, સુખિયારો સુખિયા ભજું તને;
વણસે વણસેવના થકી, નરધારી નર ધારણા નકી. ૨૪૦

જનમે જન મેદની વિષે, હરિ તેની હરિ તેં પિડા દિસે;
કરિ દીકરી દીકરા ગણ્યાં, દુખ ટાળે દુખ કાપિ તે તણ્યાં. ૨૪૧

ઘડિ જે ઘડિ જેટલા ઘર્યા, ઉપકારી ઉપકાર તેં કર્યા;
ટળિ આટલિ આપદા જરા, ગુણવાચી ગુણગાન તાહરા. ૨૪૨

હતિ દાહતિ દાડિ જે અતી, મલિની ગૈ મળિ નિર્મળી મતી;
કવિતા કવિ વારિ જો ગણી, કથશે થોક થશે બાણી બણી. ૨૪૩

નખમાં ન ખમાય જે અમે, જિવતા કંઈ જિવ તાપ તે ખમે;
ઠગવા ઠગ વાત સૌ કરૈ, જગપાળૂ જગ પાપ તું હરે. ૨૪૪

રજ પારજ પામિયે કથી, પણ આ ડાપણ આગળે નથી;
જાણશે જણ સેંકડો ફરે, સહભાગી સહભાવના ધરે. ૨૪૫

જનરંજન રંગ તેં કર્યાં, સુખકારી સુખ કારણે ધર્યાં;
તનવંત ન વંદશે તને, નર તો વાનર તોલમાં બને. ૨૪૬

તજવા તજ વાત જે કહે, નિજનો ખૂની જનો ગણી લહે;
ગણના ગણનાર જો કરે, ગણ તારા ગણતાજ તે મરે. ૨૪૭

## ૧૨૪ પુષ્પિતાગ્રા છંદ—અ૦ ૧૨, ૧૩.

ન નર યવન જાણ જૂદિ જાતે, નિજ જર ગાંઠ વિષે ન જૂદી નાતે;
કિધ અરપણ પુષ્પ પુષ્પિતાગ્રા, સકળ સજાતિ સજાતિ વહિ સાગ્રા.૨૪૮
નથિ નથિ વૃત્ત ચાર પિંગળોમાં, પણ ભલિ વીશ્વ પ્રસિદ્ધ પુસ્તકોમાં
નિરખિ નિરખિને પ્રમાણ આપ્યાં, છુટકજ છંદ સ્વરૂપ છેક છાપ્યાં. ૨૪૯

# પ્રકરણ ૪.

## સંખ્યાપ્રસ્તાર આદિક ગણિત.

( હરિગીત. )

સંખ્યા અને પ્રસ્તાર સુચિ વળિ નષ્ટ ને ઉદ્દિષ્ટ છે,
મેરૂ પતાકા મર્કટી, એ આઠ ભેદ અભીષ્ટ છે;
માત્રાતણા ને વરણના, જૂદા જૂદા તે જાણવા,
સઘળા મળીને સોળ ભેદ વિવેક રાખિ વખાણવા. ૧

## સંખ્યાલક્ષણ.

આટલી માત્રા કહો કવિ, છંદજાતી જેટલી,
આટલા અક્ષરની કહો વળિ, છંદ જાતિ કેટલી;
જો એમ પૂછે પ્રશ્ન તો, ઉત્તર કહે ગણતી કરી;
સમજજો તેનું નામ સંખ્યા, ધીર નર ધીરજ ધરી. ૨

## માત્રા સંખ્યાવિધિ.

( દોહરા. )

આંક એક પછિ બે લખી, પછિ મેળવ ધુર અંક;
ત્રણ લખિને તે પ્રથમનો, ગણિ લખ પાંચ નિશંક. ૩

એ સંખ્યાથી સમજવું, એક કળાનો એક;
બેના બે છંદો બને, વળિ પણ એજ વિવેક. ૪

## માત્રાસંખ્યાનું ઉદાહરણ.

| | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| કેટલી માત્રાના | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ |
| કેટલી જાતિના છંદો બને | ૧ | ૨ | ૩ | ૫ | ૮ | ૧૩ | ૨૧ | ૩૪ | ૫૫ | ૮૯ |

## પ્રસ્તારલક્ષણ.

( દોહરા. )

તે સઘળા છંદો તણા, કરિ જોવા આકાર;
ઇચ્છા જો ઉર ઊપજે, તો કરિયે **પ્રસ્તાર.** ૫

## માત્રાપ્રસ્તારવિધિ.

જો તું ઇચ્છે જેટલી, માત્રાનો પ્રસ્તાર;
ગુરુ લખિને ગણતાં વધે, તો લઘુ આગળ ધાર. ૬
પ્રથમ ગુરુ નીચે લઘૂ, પછિ લખ ઉપર પ્રમાણ;
જો માત્રા ગણતાં ઘટે, લઘુ ગુરુ આગળ આણ. ૭
એજ રિતે લખતાં જવું, આવે જ્યાંસુધિ અંત;
લખતાં આવે સર્વ લઘુ, લખાય ત્યાં પર્યંત. ૮

## માત્રાપ્રસ્તારનાં ઉદાહરણ.

| કેટલીક માત્રાનો પ્રસ્તાર. | ૧ | ૨ | ૩ | ૪ | ૫ |
|---|---|---|---|---|---|
| | I | ઽ | Iઽ | ઽઽ | Iઽઽ |
| | | II | ઽI | IIઽ | ઽIઽ |
| | | | III | IઽI | IIIઽ |
| | | | | ઽII | ઽઽI |
| | | | | IIII | IIઽI |
| | | | | | IઽII |
| | | | | | ઽIII |
| | | | | | IIIII |

## સૂચિલક્ષણ.

( દોહરા. )

૩૫ એ વિષે કેટલાં, આદી લઘુનાં હોય;
અંત લઘૂ ગુરુ આદિનાં, ગુરુ છેવટનાં જોય. ૯
અને લઘૂ આદ્યંતનાં, લઘુ આગળ ગુરુ અંત;
ગુરુ આગળ લઘુ અંતનાં દીસે ગુરુ આદ્યંત. ૧૦
સંખ્યાક્ષરથી સર્વ તો, તેનો થાય તપાસ;
સૂચિ તેહને સમજવી, વધે અચળ વિશ્વાસ. ૧૧

## માત્રાસૂચિવિધિ.

( હરિગીત. )

સંખ્યાંત અંત સમીપ અંક, સમાન જાણો જેટલાં,
લઘુ આદિનાં રુપ એટલાં, લઘુ અંતનાં પણ એટલાં;
અંત્યાંકથી દ્વિતિયાંક સમ, ગુરુ આદિનાં, ગુરુ અંતનાં,
વળિ જરુર જાણો એટલાં, એમાં લઘૂ આદ્યંતનાં. ૧૨

અંત્યાંકથી દ્વિતિયાંક સમ, લઘુ અંત ને ગુરુ આદિનાં,
તેની જ તુલ્ય તમામ છે, ગુરુ અંત ને લઘુ આદિનાં;
પણ ચતુર્થાંક પ્રયાણ છે, આદ્યંત ગુરુનાં વૃત્ત તો,
સુચિ માત્રિકા પ્રસ્તારની દિશિ દાખવે દલપત્ત તો. ૧૩

## પાંચ માત્રાની સૂચિનું ઉદાહરણ.

| | |
|---|---|
| રૂપનો આકાર | એવાં કેટલાં રૂપ. |
| લઘુ આદિનાં | ૫ |
| લઘુ અંતનાં | ૫ |
| ગુરુ આદિનાં | ૩ |
| ગુરુ અંતનાં | ૩ |
| આદિ અંત લઘુનાં | ૪ |

લઘુ આદિ અને ગુરુ અંતનાં. ૨
ગુરુ આદિ અને લઘુ અંતનાં. ૨
આદિ અંત ગુરુનાં. ૧

## નષ્ટનું લક્ષણ.

( દોહરો. )

એ પ્રસ્તારે અમુકનું, કહિયે કેવું રૂપ;
દે ઉત્તર એ પ્રશ્નનો, નષ્ટ વડે કવિભૂપ. ૧૪

## માત્રાનષ્ટવિધિ.

( હરિગીત. )

કર નષ્ટ માત્રા જેટલીનું, લઘુ બધા લખિ તેટલા,
સંખ્યાંક તે ઉપર લખી, છેવટ ઊપર છે જેટલા;
પ્રશ્નાંક બાદ કર્યા પછી, જે અંક બાદ બની શકે,
તેની તળેનો લઘુ તથા, પરલઘુ મળી ગુરુ થઇ ટકે. ૧૫

અંક બાદ કર્યા પછી, જે અંક બાદ બિજો થશે,
ત્યાં પણ કળા પરમાણ ગુરુ કર, જ્યાં સુધી ઘટતા જશે;
એ રીત માત્રા નષ્ટની, જિવમાં કવી જન જાણજો,
કરિ દેખિ તેનો દાખલો, ઉરમાં અચળ મતિ આણજો. ૧૬

## પાંચ માત્રાના ચોથા રૂપના નષ્ટનું ઉદાહરણ.

૧ ૨ ૩ ૫ ૮   ૮ માંથી પ્રશ્નનો અંક એટલે ૪ બાદ
। । । । । કરતાં બાકી ૪ રહે તે ૪ માંથી ૩ બાદ થઇ



શકે છે, માટે ત્રણેની તળેનો તથા તે પછીનો લઘુ મળીને ગુરુ કરવો; અને ૩ બાદ થયા પછી ૧ રહે તેમાંથી ૧ બાદ થઇ

ચાકે છે, માટે ૧ ની તળેનો અને તે પછીનો લઘુ મેળવીને ગુરૂ કરવો. બાકીના લઘુની નીચે લઘુ મુકાય છે, આથી ચોથું રૂપ ऽ ऽ । આવું થાય છે.

## ઉદ્દિષ્ટલક્ષણ.

( દોહરો. )

એક રૂપ લખિ આપીને, કહે કિયું આ રૂપ;
દેખિ ક્રિયા ઉદ્દિષ્ટની, ભાખે છે કવિભૂપ. ૧૭

## માત્રાઉદ્દિષ્ટવિધિ.

( હરિગીત. )

લઘુ ઉપર ગુરુ ઉપર તળે, સંખ્યાંક લખિ મતિ ગાઢિયે,
ગુરુ ઉપરના સઘળા ગણી, અંત્યાંકમાંથી કાઢિયે;
જે અંક ત્યાં બાકી જુઓ, તે રૂપ જાણો તેટલું,
લવવેશ કાંઈ વિશેષ નથિ, આ વિષે સમજો એટલું. ૧૮

## પાંચ માત્રાના બીજા રૂપના ઉદ્દિષ્ટનું ઉદાહરણ.

| | | |
|---|---|---|
| ૧ | ૩ | ૫ |
| ऽ | । | ऽ |
| ૨ | | ૮ |

અંત્યાંક ૮ છે તેમાંથી ગુરુ ઉપરના ૧+૫ એટલે ૬ બાદ કરતાં ૨ બાકી રહ્યા, માટે બીજું રૂપ જાણવું.

## મેરુલક્ષણ.

( દોહરા. )

પૂછે એ પ્રસ્તારમાં, સર્વ લઘૂની સાખ;
એક એક વધતે ગુરૂ, ભેદ કેટલા ભાખ. ૧૯
મેરુ તરત તો માંડિયે, પૂરણ પડે પિંછાણ;
સાન કરી સમજાવતાં, સમજે ચતુર સુજાણ. ૨૦

## માત્રામેરુવિધિ.

( હરિગીત. )

સૌ ઉપર કોઠો એક પછિ, બે બે પછી ત્રણ ત્રણ કરો,
તેમજ કળાઓ જેટલીનો, પંક્તિ તેટલિનો ખરો;
ભરિ ઉપર કોઠો એક પછિ છે, પંક્તિમાં છેલ્લાં ધરો,
એ સર્વમાં પણ એકડા, ભલિ ભાત સમજીને ભરો. ૨૧
દર આદિ કોષ્ટકમાં બીજી, પંક્તિ થકી લખજો તમે,
લખિ એક, પછિ બે, એક, ત્રણ, વળિ એક, ચાર અનુક્રમે;
પછિ મધ્ય ઘર ભરવાં રહ્યાં, વિગતિ કહું છું તે વિષે,
તે ઘર ઉપરના ઘરતણો, વળિ તે ઉપર જમણી દિશે. ૨૨
લગતુંજ ઘર જે હોય તેનો, અંક મેળવી માંડિયે,
કહું રીત માત્રામેરુની, ભરતાં નજર નહિ છાંડિયે;
લખવાતણા ઘર ઉપર લગતાં, હોય જો ઘર બે કદા,
તો ડાબિ દિશાનું ઘર ગણો, તે ઉપરનું જમણું સદા. ૨૩
ભરિ એમ આખો યંત્ર, છેલ્લી પંક્તિ છેલ્લા ઘરતળે,
ધરિ શૂન્ય તેથી સમજવું, રુપ ગુરુ વિના એટલાં મળે;
શુનથી પ્રથમ લખિ એક, બે ત્રણ, એમ ઘર છે જેટલાં,
તેટલાં ગુરુનાં રૂપ છે, ઘર અંક ગોલે તેટલાં. ૨૪

(દોહરા.)

પ્રતિ પંક્તીથી ડાબિ દિશ, લખ માત્રાના અંક;
પંક્તિ માંહિના મેળવી, લખ જમણા સંખ્યાંક. ૨૫

### ૭ માત્રાના મેરુનું ઉદાહરણ.

| | | | | | |
|---|---|---|---|---|---|
| | ૧ | ૧ | ૧ | | |
| ૨ | ૧ | ૧ | ૨ | | |
| ૩ | ૨ | ૧ | ૩ | | |
| ૪ | ૧ | ૩ | ૧ | ૫ | |
| ૫ | ૩ | ૪ | ૧ | ૮ | |
| ૬ | ૧ | ૬ | ૫ | ૧ | ૧૩ |
| | ૩ | ૨ | ૧ | ૦ | |
| | ગુ | ગુ | ગુ | ગુ | |

### પતાકાલક્ષણ.

૩૫ કહ્યાં મેરુ વિષે, વધઘટ ગુરુનાં જેહ;
કિયાં કિયાં તે સમજવાં, સજો પતાકા એહ. ૨૬

### માત્રાપતાકાવિધિ.

( હરિગીત. )

જેટલી માત્રાની પતાકા, કરવિ ઇચ્છે અંતરે,
ઉભિ લીટિ ઘર લખિ તેટલાં, સંખ્યાંક નીચેથી ભરે;
શિર ઉપરના ઘરથી પછી, ઘર એક એક અવાંતરે,
મેરૂનિ છેલ્લી પંક્તિના, અક્ષર પ્રમાણે ઘર કરે. ૨૭
ગુરુ શુન્યની ગુરુ એકની, અનુક્રમે પંક્તી જાણિને,
શિર અંકમાંથી બાદ નીચેના કરી ઉર આણિને;
ગુરુ એકની પંક્તી લખે, ત્યાં હોય તે ન લખે ફરી,
તે પંક્તિનાં આંકોથિ ગત, વળિ આંક નીચેના કરી. ૨૮

ગુરુ એની પંક્તિ ગોઠવે, પછી ત્રણ ગુરુની તે થકી,
પૂરો **પતાકાયંત્ર** એ, રીતેજ નિપજે છે નકી;
જે અંક એકે પંક્તિ મધ્યે, એક વાર લખાય તો,
ફરી અન્ય પંક્તીમાં પછી, લેવો નહી લેવાય તો. ૨૯

**૭ માત્રાની પતાકાનું ઉદાહરણ.**

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૦ ગુરુનાં રૂપ | ૧૪ | | | | | |
| | ૮ | | | | | |
| ૧ ગુરુનાં રૂપ | ૫ | | ૮ | ૧૦ | ૧૧ | ૧૨ |
| | ૩ | | | | | |
| ૨ ગુરુનાં રૂપ | ૨ | ૩ | ૪ | ૬ | ૭ | ૯ |
| ૩ ગુરુનાં રૂપ | ૧ | | | | | |

| આમાંથી | બાદ કરી | લખ્યા છે. | |
|---|---|---|---|
| ૧૩ | ૮ | ૮ | ૧ ગુરુની પંક્તિમાં |
| ૧૩ | ૫ | ૫ | |
| ૧૩ | ૩ | ૧૦ | |
| ૧૩ | ૨ | ૧૧ | |
| ૧૩ | ૧ | ૧૨ | |
| ૫ | ૩ | ૩ | ૨ ગુરુની પંક્તિમાં |
| ૫ | ૨ | ૩ | |
| ૫ | ૧ | ૪ | |
| ૮ | ૨ | ૬ | |
| ૮ | ૧ | ૭ | |
| ૧૦ | ૧ | ૯ | |

## *મર્કટીલક્ષણ.

( મનહર છંદ. )

અટપટી મર્કટીનું લક્ષણ લલિત કહું,
જે થકી જણાય છે જરૂર ભેદ જેટલા;
આટલી કળાનાં કહો કેટલાંક રૂપ થાય,
તે તમામ રૂપના કહો વરણ કેટલા;
તેમાં ગુરુ કેટલા ને કેટલા લઘુ લખાય,
કેટલી કળાઓ મળી અક્ષર તે એટલા;
પૂછે એમ પ્રશ્ન કોઇ પાસે આવી પંડિત તો,
મર્કટી મધ્યેથી ભેદ તુર્ત જડે તેટલા. ૩૦

## માત્રામર્કટી વિધિ.

છ કોઠાની ઉભી પાંત લખીને તે પાંત પ્રતે,
આડી પાંતો જેટલી માત્રાની મર્કટી કરો;
પ્હેલી પાંતે એક આદિ આંક માત્રિકા માંડી,
બીજીમાં રૂપ સંખ્યાંક ધારી ધારીને ધરો.
પ્રથમની પાંતના તે બીજી પાંતગુણા ગણી,
ત્રીજીમાં તમામ આંક ભલી ભાતથી ભરો;
છઠ્ઠીમાં લખીને એક બમણો તેને બનાવી,
ત્રીજીના બીજા કોઠાથી બાદ કરવો ખરો. ૩૧
બાકી રહે તે તો પછી છઠ્ઠીના બીજામાં મૂકી,
તેને વળી બમણો વિચારીને બનાવિયે;
ત્રીજીના ત્રીજા કોઠાથી તેને વળી બાદ કરી,
છઠ્ઠીના ત્રીજા કોઠામાં ઠીક ગોઠવાવિયે,
એમ છઠ્ઠી ભરી છેક પાંચમીમાં પહેલું શૂન્ય,

* મર્કટી એટલે વાંદરીની પેઠે એક પંક્તિમાંથી બીજી પંક્તિમાં કૂદીને આંકડા ભરાય છે માટે આનું નામ મર્કટી પડ્યું છે.

લખીને છટ્ઠીના આંક મૂળથી મંડાવિયે;
છટ્ઠીનો ને પાંચમીનો પછી સરવાળો ગણી,
ચોથી પાંત ચતુરપણે રૂઠી રચાવિયે. ૩૨

( હરિગીત. )

છે પંક્તિ પ્હેલી માત્રિકાની, બીજિ વૃત્તનિ જાણવી,
તે સર્વ વૃત્તની માત્રિકાની, ત્રીજિ ઉરમાં આણવી;
વળિ એમ ચોથી અક્ષરોની પાંચમી ગુરુની ગણો,
છે છઠ્ઠિ લઘુની પંક્તિ તો, ભલિ ભાત એ રીતે ભણો. ૩૩

## માત્રામર્કટીનું ઉદાહરણ.

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| કેટલી માત્રાના. | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ |
| કેટલી જાતના છંદ. | ૧ | ૨ | ૩ | ૫ | ૮ | ૧૩ | ૨૧ |
| બધા છંદોની કેટલી માત્રાઓ. | ૧ | ૪ | ૯ | ૨૦ | ૪૦ | ૭૮ | ૧૪૭ |
| બધા થઇ કેટલા અક્ષરો. | ૧ | ૩ | ૭ | ૧૫ | ૩૦ | ૫૮ | ૧૦૯ |
| તેમાં કેટલા ગુરુ. | ૦ | ૧ | ૨ | ૫ | ૧૦ | ૨૦ | ૩૮ |
| કેટલા લઘુ. | ૧ | ૨ | ૫ | ૧૦ | ૨૦ | ૩૮ | ૭૧ |

( દોહરા. )

તે તો મેં માત્રા તણા, કહિયા આઠ પ્રકાર;
વળી વદું છું વરણના, ભલે ભણો ભણનાર. ૩૪

## વર્ણસંખ્યાવિધિ.

વરણ એકનાં રૂપ બે, બેનાં ગળકે ચાર;
તેમજ ત્રણનાં આઠ છે, બમણાં એમ અપાર. ૩૫

### વર્ણસંખ્યાનું ઉદાહરણ.

| કેટલા વર્ણના. | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ |
|---|---|---|---|---|---|---|
| કેટલી જાતના છંદો. | ૨ | ૪ | ૮ | ૧૬ | ૩૨ | ૬૪ |

### વર્ણપ્રસ્તારવિધિ.

સર્વ ગુરુ લખિ પ્રથમના, ગુરુ નીચે લઘુ આણ;
પછિ લખ ઉપલી પંક્તિસમ ઘટતા ગુરુ લખિ જાણ. ૩૬

### વર્ણપ્રસ્તારનું ઉદાહરણ.

| કેટલા અક્ષરનો પ્રસ્તાર, | ૧ | ૨ | ૩ |
|---|---|---|---|
| | ડ | ડડ | ડડડ |
| | | ।ડ | ।ડડ |
| | | ડ। | ડ।ડ |
| | | ।। | ।।ડ |
| | | | ડડ। |
| | | | ।ડ। |
| | | | ડ।। |
| | | | ।।। |

### વર્ણસૂચિવિધિ.

અંત અંક સંખ્યાંકનો, તેથિ પ્રથમ જે જાણ;
લઘુ આદી લઘુ અંતનાં, પ્રસિદ્ધ રૂપ પ્રમાણ. ૩૭
ગુરૂ આદિ ગુરુ અંતનાં, તે પણ તેને તુલ્ય;
એથિ પૂર્વના અંકસમ, લઘુ આદ્યંત ન ભૂલ. ૩૮
લઘુ આદી ગુરુ અંતનાં, ગુરુ આદી લઘુ અંત;
એ પણ છે એ અંક સમ, એમજ ગુરુ આદ્યંત. ૩૯

### ત્રણ અક્ષરની સૂચિનું ઉદાહરણ.

| રૂપનો આકાર. | એવાં કેટલાં. |
|---|---|
| આદિ લઘુનાં. | ૪ |
| અંત લઘુનાં. | ૪ |
| આદિ ગુરુનાં. | ૪ |
| ગુરુ અંતનાં. | ૪ |
| આદ્યંત લઘુનાં. | ૨ |
| લઘુ આદિ અને ગુરુ અંતનાં. | ૨ |
| ગુરુ આદિ અને લઘુ અંતનાં. | ૨ |
| આદ્યંત ગુરુનાં | ૨ |

### વર્ણનષ્ટવિધિ.

( મનહર છંદ. )

પ્રશ્ન અંક એકી હોય, તો પ્રથમ ગુરુ લખ,
બેકી હોય તો પ્રથમ લઘુ લખી વાળિયે;
પછી તેનું અર્ધ કર, કરી ન શકાય તો તે,
માંહી એક મેળવીને અર્ધ ભાગી ભાળિયે;
બેકી આવ્યે લઘુ બીજો એકી આવ્યે એમ ગુરુ,
લખી લખી એજ વિધિ નિયમ નિહાળિયે;
જેટલાનું જાણો કામ કહે દલપતરામ,
તેટલા અક્ષર લખી સંશય તો ટાળિયે. ૪૦

### ત્રણ અક્ષરના પાંચમા રૂપના નષ્ટનું ઉદાહરણ.

૫ ૩ ૨
ડ ડ ।

### વર્ણ ઉદ્દિષ્ટવિધિ.

( દોહરો. )

આદિ વરણ શિર એક લખી, અવર શિરે સંખ્યાંક;
એક ભેળો મેળવી લઘુ ઊપરના આંક. ૪૧

### વર્ણના ઉદ્દિષ્ટનું ઉદાહરણ.

| | | | |
|---|---|---|---|
| કેટલામું | ૫ | ૬ | ૭ |
| રૂપ. | ૧૨૪ | ૧૨૪ | ૧૨૪ |
| | ડડા | ।ડા | ડાા |

---

### વર્ણમેરુવિધિ.

( હરિગીત. )

શિર ઉપર કોઠા બે કરી, પછિ એક એક અધિક કરો,
આદ્યંત કોઠા સર્વ મધ્યે, આંક એક ભલે ભરો;
બીજા ઉપર બે બે જરૂર બનેલ કોઠા હોય તે,
બે મેળવીને માંડિયે, ગણુવો પડે ફરિ તોય તે. ૪૨

### વર્ણમેરુનું ઉદાહરણ.

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૧ | ૧ | ૨ | | | | |
| ૨ | ૧ | ૨ | ૧ | ૪ | | | |
| ૩ | ૧ | ૩ | ૩ | ૧ | ૮ | | |
| ૪ | ૧ | ૪ | ૬ | ૪ | ૧ | ૧૬ | |
| ૫ | ૧ | ૫ | ૧૦ | ૧૦ | ૫ | ૧ | ૩૨ |
| | ૫ | ૪ | ૩ | ૨ | ૧ | ૦ | |
| | ગુ | ગુ | ગુ | ગુ | ગુ | ગુ | |

---

### વર્ણપતાકાવિધિ.

( ઘનાક્ષરી છંદ. )

જેટલા વરણની પતાકા કરવા વિચાર,
તેથી એક વધતા કોઠાની ઉભી પાંત કર;
નીચે લખી એક પછી સઘળા સંખ્યાંક લખ,

ઉપરનો એક તજી આડી પાંતો પછી ધર.
ઉપરનો કોઠો એ તો શૂન્ય ગુરુનો સમજ,
નીચે એક, બે, ત્રણ ગુરુની પંક્તિયો ઉચ્ચર;
નીચેના જ આંક ઉભી પાંતના અક્ષરો સાથે,
મેળવી મેળવી આડી, પાંતો ભલી ભાત ભર.

(દોહરો.)

શિરધર અંક ન મેળવિશ, લખેલ ફરિ ન લખીશ;
પણ મેળવજે પાંતના, કશી ન ફિકર કરીશ. ૪૪

## ચાર અક્ષરની પતાકાનું ઉદાહરણ.

( મનહર છંદ. )

એક ને બે મળી ત્રણ, એક ચાર મળી પાંચ,
એક આઠ મળી નવ, વિગતે વિચારજે;
બે ને ચાર મળી છ છે, બે ને આઠ મળી દસ,
ત્રણ ચાર સાત, ત્રણ આઠના અગ્યાર જે;
પાંચ આઠ તેર અને, ચાર આઠ મળી બાર.
છ ને આઠ ચૌદ, સાત આઠ તિથિ ધારજે;
ચાર અક્ષરોની પતાકાનો તે ચોખ્ખો વિચાર,
પઢશે પંડિત થવા પૂરો ધરે પ્યાર જે. ૪૫

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૦ ગુરુનાં રૂપ. | ૧૬ | | | | | |
| ૧ ગુરુનાં રૂપ. | ૮ | ૧૨ | ૧૪ | ૧૫ | | |
| ૨ ગુરુનાં રૂપ. | ૪ | ૬ | ૧૦ | ૭ | ૧૧ | ૧૩ |
| ૩ ગુરુનાં રૂપ. | ૨ | ૩ | ૫ | ૯ | | |
| ૪ ગુરુનાં રૂપ. | ૧ | | | | | |

## વર્ણમર્કટીવિધિ.

( હરિગીત. )

લખિ પ્રથમ એકાદિક પછી, સંખ્યાંક બીજીમાં કરો,
પછિ બીજિ પ્રથમ ગુણી કરી, ને ચોથિ પંક્તિ ભલે ભરો;
તે ચોથિના અર્ધાંશ પાંચમિ, છઠ્ઠિ પંક્તિ વિષે ધરો,
વળિ ચોથિ પાંચમિ મેળવી પૂરો જ ત્રીજિ તણાં ધરો. ૪૬

## વર્ણમર્કટીનું ઉદાહરણ.

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| કેટલા અક્ષરના. | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ |
| કેટલી જાતના છંદ. | ૨ | ૪ | ૮ | ૧૬ | ૩૨ | ૬૪ | ૧૨૮ |
| તે બધાની માત્રા. | ૩ | ૧૨ | ૩૬ | ૯૬ | ૨૪૦ | ૫૭૬ | ૧૩૪૪ |
| અક્ષરો. | ૨ | ૮ | ૨૪ | ૬૪ | ૧૬૦ | ૩૮૪ | ૮૯૬ |
| ગુરુ. | ૧ | ૪ | ૧૨ | ૩૨ | ૮૦ | ૧૯૨ | ૪૪૮ |
| લઘુ. | ૧ | ૪ | ૧૨ | ૩૨ | ૮૦ | ૧૯૨ | ૪૪૮ |

## પ્રકરણ ૫ મું.

### ભાષાકવિતા વિચાર.

( દોહરા. )

કવિતા કહિયે કલ્પના, જન મનરંજન જાણુ;
સરસ સરસ રસ શબ્દ ને, અર્થનિ રૂચના આણુ. ૧
શબ્દનિ રચના સરસ તે, અધિક અધિક અનુપ્રાસ;
ઉપમા આદિક અર્થના, અલંકાર ઊજાસ. ૨

### સ્થાયિભાવ તથા રસ.

( હરિગીત. )

કંઇ દેખિને કે સાંભળી, સ્થિર ભાવ ભીતર જે રહે,
તે **સ્થાયિભાવ** ભલા કવીજન, નવ પ્રકારતણા કહે;
રતિ, હાસ, શોક જ ક્રોધ ને, ઉત્સાહ, પંચમ પેખિયે,
વળિ જુગુપ્સા, ભય, વિસ્મયે, નિર્વેદ નવમો લખિયે. ૩

( દોહરા. )

ખરેખરો ખીલી રહે, ભાવ અચળ અતિ એહ;
રસ તેને કવિજન કહે, નવ વિધિના છે તેહ. ૪
રસ શૃંગાર ને હાસ્ય રસ, કરુણ રૌદ્ર વળિ વીર;
બિભત્સ ભય અદ્ભુત તથા, શાંત સુનવ રસ ધીર. ૫

### શબ્દાલંકાર.

શબ્દ અલંકૃતિ [1]અધિક છે, ઉર ધર ધરી ઉમેદ;
ભાખે ભાષાના કવી, ભલી મુખ્ય ત્રણ ભેદ. ૬
સ્વર અક્ષર આવૃત્તિ ઝંડ, ઝમક શબ્દ સમુદાય;
વર્ણતણી આવૃત્તિ તે, વર્ણસગાઇ ગણાય. ૭

### [2]ઝડનું ઉદાહરણ.

( મનહર છંદ. )

સારી વાત ધ્યારી કરી ધારી તેં નકારી હૈયે,
ભક્તિ ઉચ્ચારી શણગારીને ગરવની;

---

૧ બહુ. ૨ એને છેકાનુપ્રાસ પણ કહે છે.

ધરમ ન ધાર્યો કીધાં કરમ પરમ ક્રૂર,
ભરમમાં ભૂલ્યો, વળી શરમ સરવની;
દોડે દ્રવ્યદિશ, મળે વીસ તો ચાળીસ ચાહે,
ઇચ્છા અહોનિશ છે ખરવ નિખરવની;
દીનની ન દાદ સુણે, સ્વાદ જાણી વાદ વહે[1]
યાદ ભૂલ્યો મોતની પથારીના પરવની.[2] ૮

[3]ઝમકનું ઉદાહરણ.

વિચરી વિલાયતમાં લાયક વિલોકયા લોક,
વિલોકયાં વિશાળ રિદ્ધિવાળાં વળી ગામને;
મેળવ્યું વિશેષ જ્ઞાન, મેળવ્યું વિશેષ માન,
મેળવ્યું વિશેષ દેશહિતકારી કામને;
જાણીતો ન હતો પંથ, જોઇને જાણીતો થયો.
જાણીતા થઇને કીધા જાણીતા તમામને;
મોટું એણે કીધું કામ, માટે દેશે મોટું માન,
મોટા મોટા મહીપતિ મહીપતરામને. ૯

સંભારી સંભારી ભારી ભારી હિતકારી કામ,
સંભારી સંભારી થૈ આભારી એના નામને;
વખાણી વખાણી હર્ખ આણી રાય રાણી સુદ્ધાં,
વદશે સુવાણી શાણી જાણી એની હામને;
પર ઉપકારી કર્મકારી કષ્ટ નષ્ટકારી,
કહી નરનારી ધારી ધારી જોશે ધામને;
મોટું એણે કીધું કામ, માટે દેશે મોટું માન,
મોટા મોટા મહીપતિ મહીપતરામને. ૧૦

[4]વર્ણસગાઇનું ઉદાહરણ.

છળભેદે છાની રીતે છોને લોક છેતરીને,
છેડે બાંધ્યું છે તે પાપ છોડયું કેમ છૂટશે?

---

૧ વાદ વદવામાં રસ–મજા સમજી. ૨ જન્મ, મરણ અને પરણ, એ ત્રણ પર્વ મનાય છે. ૩ એને યમક પણ કહે છે. ૪ એને વૃત્યનુપ્રાસ પણ કહે છે.

ફાવે તેમ ફંદ કરી ફોગટ તું ફૂલ્યો ફરે,
ફંદી તારો ફેલવડો ફ્રદ દઇ ફૂટશે;
કહું કદી ક્રોડવાર, કથન ન કાન ધરે,
કપટી કુટિલ સાથે કોણ માથું કૂટશે ?
આયુષનો અંત આવ્યે એકલાએ ઊઠી જાવું,
અરે તારી અલખત આ તો અન્ય લુંટશે. ૧૧

---

## અર્થાલંકાર.

( દોહરા. )

અર્થ અલંકૃતિના અધિક, જાણો જૂદા ગ્રંથ;
આઠ મુખ્ય એમાં કહું, પ્રકટ જાણવા પંથ. ૧૨

ગુણ સરખા એના મળે, ઉપમા તેહ નિદાન;
ઉદાર નર આ ભોજ સમ, સુરગુરુ સમ વિદ્વાન. ૧૩

મળતા ગુણથી માનિયે, આ તે શું આ હોય ?
તો ઉત્પ્રેક્ષા તેહને, કહે કવી સઉ કોય. ૧૪

( સોરઠો. )

કરેલ કીરતિ મેર, દુનિયામાં તે દેખવા;
શું ફાર્બસ થઇ ફેર, ભોજ પધાર્યો ભૂમિમાં ? ૧૫

( દોહરા. )

'આ વસ્તૂ આ રૂપ છે,' એમ કહે જે ઠામ;
જાણે કવિ કોવિદ સઉ, રૂપક તેનું નામ. ૧૬

ક્ષમા રૂપિયું ખડ્ગ ધરિ, ધરિ ધીરજની ઢાલ;
દુર્ગુણ રૂપી દુશ્મનો, ઝંપટ જીતવા ચાલ. ૧૭

અતિશય ટકા ચઢાવિને, વદે વધારી વાત;
અતિશયોક્તિ તેને કહે પંડિત જન પ્રખ્યાત. ૧૮

આ અવસર આ પુર વિષે, વધ્યો વૈદ્યનો સાથ;
પથરો લેવા જ્યાં નમું, વૈદ જ આવે હાથ. ૧૯

અર્થ અનેક જણાય જ્યાં શ્લેષ અલંકૃતિ જાણ;
જો–ગણિએ તો દેવતા, નહિ તો–રણ પાષાણ. ૨૦

નિમિત્ત બીજાનું લઇ, કહિયે કાંઇક વાત;
અન્યોક્તી તેને કહે, પ્રવિણ પુરુષ પ્રખ્યાત. ૨૧

નકટી ! દર્પણ નિરખિને, ધરિશ ન હૃદયે રોષ,
તુજ મુખ પર નહિ નાક તો, દર્પણનો શો દોષ ? ૨૨

કારણ વિણ કારજ થયું, કહે કવી જે ઠામ;
અલંકાર એવા તણું, **વિભાવના** છે નામ. ૨૩

કાન વિષે કુંડળ નહિ, નહિ હૈયા પર હાર;
શરીર શોભે સુજનનું, સજ્યા વિના શણગાર. ૨૪

જાતિસ્વભાવ વર્ણવે, **સ્વભાવોક્તિ** તે માન;
સારો નરસો નવ જુએ, ભસે સર્વને શ્વાન. ૨૫

### કવિતાના ગુણ વિષે.

કહિયે **અંતર્લાપિકા**, યુક્તિ અંદર હોય;
યુક્તિ ઊપજે બ્હારથી, **બહિર્લાપિકા** સોય. ૨૬

### અંતર્લાપિકા.

એકાંતર અક્ષર કરી, એમ કહે ચતુરાઇ;
દગલ નૃપતિ તજ રાજ્યમદ, ડાટિ હાલ ભાટાઇ. ૨૭

( એમાંથી એક એક અક્ષરને આંતરે કવિનું નામ નીકળે છે. )

### બહિર્લાપિકા.

ચતુર્થાશનું નામ શું, હાનો ઉલટો જેહ;
કામનિ કહે છે કંથને, આપો મુજને એહ. ૨૮

ઉત્તર–પાન.

## એકાનેકોત્તર.

ઉત્તર એક વિશે ઘણા, ઉત્તર રહે સમાઇ;
એકાનેકોત્તર કહો જુગતે તેને ભાઇ. ૨૯

કોણ અધિક સ્નેહી સગું, શું ઇચ્છે સૌ આપ;
ઉત્તમ પ્રાણી કોણ છે, માનવી મોટે માપ. ૩૦

( 'માનવી' એમાં ત્રણે ઉત્તર છેઃ–મા, માન, માનવી. )

## અંતર્લાપિકા–એકાનેકોત્તર મિશ્ર.

( મનહર છંદ )

હોય શું હાથીની પીડે, શું ઘડીને સાડે ભાગે,
કહો વાર કેટલાક ને શોભીતી શી ચીજ છે;
કેટલા મનુષ્યે મળી વંશનો વિસ્તાર થાય,
વિદ્યાનાં વિશેષ કહો કોણે વાવ્યાં બીજ છે;
કેણે રાજનગરમાં કીધી ફોજદારી સારી,
સાત પ્રશ્ન સાંભળીને લીટી બે લખી જ છે;
પ્હેલી હોય સાહીએ ને દુજી તો દોલતરાયે,
ઉત્તર એમાંથી લીધા સાતે સમજી જ છે. ૩૧

| ઉત્તર. | ૬ | ૭ |
|---|---|---|
| ૧ | હો | દો |
| ૨ | ય | લ |
| ૩ | સા | ત |
| ૪ | હી | રા |
| ૫ | એ | યે |

## ગૂઢોત્તર.

કવિતામાં ચતુરાઇથી, ગૂઢ સમાવ્યો હોય;
ને જે પ્રીછયો જાય નહિ, ગૂઢોત્તર કહું સોય. ૩૨

( ચોપાઇ. )

ખેડુતને શેનું બહુ કામ, બીજા પક્ષતણું શું નામ?
જો સમજે નહિ ઉત્તર સદ્ય, તો કહું છું કે જા હળવદ. ૩૩

( કહ્યું કે ન સમજે તો કાઠિયાવાડનું ગામ હળવદ છે ત્યાં જા, પણ તેમાંજ ઉત્તર છે કે–હળ અને વદ. )

## અલ્પાર્થ.

( દોહરા. )

બોલતણો વિસ્તાર બહુ, ને સંક્ષિપ્ત જ અર્થ;
હોય રહેલો જે વિશે, તે કહિયે અલ્પાર્થ. ૩૪

નગ દુહિતા પતિ પુત્રના, વાહનધરની નાર;
રવિ તેના પિતુ પર પડ્યો, પણ નાવ્યો ભરતાર. ૩૫

અર્થઃ—હે સખી! પર્વતની દીકરી પાર્વતી તેનો પતિ શિવ, તેનો પુત્ર કાર્તિકસ્વામિ. તેનું વાહન મોર, તેનો ધરનાર વિષ્ણુ, તેની સ્ત્રી લક્ષ્મી, તેનો બાપ સમુદ્ર કહેવાય છે તેના ઉપર સૂર્ય પડ્યો. મતલબ કે સૂર્ય આથમ્યો, પણ હજી મારો ધણી ઘેર આવ્યો નહિં.

## અધિકાર્થ.

અતિ સંક્ષિપ્ત વચન અને અર્થ અધિક નિરવાણ;
હોયે જ્યાં કવિતા વિશે તે અધિકાર્થ પ્રમાણ. ૩૬

વિ. દિ. ઉ. બ. હુ ના વાયદા, વીત્યા જોતાં વાટ;
મુજ હૈડામાં હે સખી, ઉપજ્યા અધિક ઉચાટ. ૩૭

અર્થઃ—વિજયાલક્ષ્મી, દિવાળી, ઉત્તરાયણ, બળેવ અને

હુતાશનીના વાયદા વાટ જોતાં જોતાં વીતી ગયા; હે સખી ! હવે તો હૈયામાં ઘણા ઉચાટ ઉપજ્યા.

સર્વતોભદ્ર.

લહો સર્વતોભદ્ર તે, અનુક્રમે જે માંય;
નીચે ઉપર ઉલટ સુલટ, ચરણો વાંચ્યાં જાય. ૩૮

સંપઋષિએ બાજીરાવ પેશ્વાને શાપ દીધો તે સમયનું સંભાષણ.

બાજીરાવપેશ્વાઃ— ( અનુષ્ટુપ્. )

માગું છું એક તે આપો,
શાપથી લક્ષ્મિ જો ખસે;
જ્યાં સૂધી સૂર્ય ને ચંદ્ર,
હિંદુ શીશ શિખા વસે. ૩૯

સંપઋષિઃ—

જા શે દે વિ વિ દે શે જા
શે જ તે ર ર તે જ શે
દે તે ખા શિ શિ ખા તે દે
વી ર શી શ શ શી ર વી. ૪૦

ગોમૂત્રિકા, અશ્વગતિ, કપાટ તથા દર્પણપ્રબંધ.

( દોહરા. )

સાર સાર ઉર ધાર નર, ધર શિર પર કરતાર;
ઝેર વેર ઉર દૂર કર, પરહર પર ઘર નાર. ૪૧

ધ્વનિકાવ્ય.

ધ્વનિ ઉપજે જે અર્થમાં, ઉત્તમ કવિતા એહ;
ગ્રંથ વધે વિગતે લખ્યે, કહું ટુંકામાં તેહ. ૪૨

ઉદાહરણ.

નર બે ન્યાયાધીશની, ભલી કરી મેં ભેટ;
મુખ મોટું છે એકનું, અવરનું મોટું પેટ. ૪૩

( એમાં એવું કહ્યું કે બે ન્યાયાધીશ છે. તેમાં એક મોટા મ્હોંવાળો છે અને એક મોટા પેટવાળો છે. મતલબ કે એકનું લાંચ ખાતાં મ્હોં ભરાતું નથી, અને બીજો મોટા દિલવાળો ઉદાર છે. )

ઇત્યાદિક અગણિત દિસે, રચના ચિત્ર વિચિત્ર;
દેખાડી દિશ માત્ર મેં મનમાં ધરજો મિત્ર. ૪૪

## કાવ્યસંકેત.

( દોહરા. )

હ્રસ્વ ઉચરિયે દીર્ઘનો, દીર્ઘ હ્રસ્વ ઉચરાય;
જોડાક્ષર જૂદા પડે, જૂદા નવ જોડાય. ૪૫
વિના અનુક્રમ ગોઠવે, કર્ત્તા કર્મ ક્રિયાય;
અર્થ અનુક્રમથી કરે, એ અન્વય કહેવાય. ૪૬
જે, તે, જો, તો, ને વળી, હો ધાતૂનાં રૂપ;
એ શબ્દો ઉમેરિને, કરે અર્થ કવિભૂપ. ૪૭
ભણે વિભક્તી છઠ્ઠિયે, 'તણું કેરૂં' એ વીધ;
કીધું બદલે કીધ ને દીધ, લીધ ને પીધ. ૪૮
જૂના કવિયોએ જુઓ, એવા શબ્દ લખેલ;
તેમ ઉચરિયે તેટલા, નહિ ગણિયે બગડેલ. ૪૯
પણ જો નવા બગાડિયે, તો તે ભારે ભૂલ;
એકજ કવિયે એક થાળ, લખેલ તે તે તુલ્ય. ૫૦
ઉદધી બદલે દધિ લખો, તનૂજ બદલે તન;
દય નહિ લખિયે ઉદયનો, મનુજતણો નહિ મન. ૫૧
નિયમ જોઇ વ્યાકરણનો, નવો શબ્દ તો થાય;
અથવા સંસ્કૃત શબ્દ પણ, વિવેકથી વપરાય. ૫૨
કોમળ લાગે કાનને, મન ઉપજે મીઠાશ;
જુક્તિ સરસ જો જાણિયે, કવિમાં નહીં કચાશ. ૫૩

## કાવ્યદૂષણ.

### ( દોહરા. )

### અમાંગલિક.

આંબાનો રક્ષક કહે, બાગ આવશો આજ;
તો ત્યાં તમને તુરત હું, મરવા દઉં મહારાજ. ૫૪

### અશ્લીલ એટલે અસભ્ય.

પિતા પાસ પણ વાંચતાં, કન્યા લાજે કોય;
જરૂર સત્કવિતા નહીં, અસભ્ય એ તો હોય. ૫૫
રામ સિતા સમ સ્નેહ તે, સમજો રસ શૃંગાર;
ફાગ ફટાણાં રસ નહીં, વળિ રસ નહિ વ્યભિચાર. ૫૬

### નિંદાયુક્ત.

જીવિ ઘણા જુગ જગતમાં, લે કીર્તી ગણિ લાખ;
એ આશિષ આપું તને, લે ખોબો ભરી રાખ. ૫૭

### દેખીતી ભૂલ.

ધૂમાડો સિંદુરસમો, કાજળ જેવી ઝાળ;
ચુના જેવા કોયલા, રાખ ગુલાબી લાલ. ૫૮

### કિલષ્ટાર્થ.

જો હું ગતિ જ્યાં જાય ત્યાં, કરું છું જ્યારે લોક;
અથાક ગુણ વીચારતાં, સરસ વધે છે શોક. ૫૯

અર્થ:—હે લોકો ! જ્યાં જાયના ઝાડ હોય ત્યાં જ્યારે હું ગતિ કરૂં છું, ત્યારે તેની સુગંધીનો ઘણો ગુણ વિચારતાં મારા મનમાં સારો શોક–શોખ વધે છે. અહીં અર્થ કિલષ્ટ છે.

( કદાપિ ચિત્રકાવ્ય કે બે અર્થવાળી કવિતામાં કિલષ્ટાર્થ આવે તો તે દોષ કહેવાય નહિ. )

## પુનરુક્ત.

રાજકુંવર સારો સરસ, જુવાન તે જો સોય,
પશુ જનાવર જાણવો, જો ન ભણેલો હોય. ૬૦

( સારો અને સરસ, તે અને સોય, પશુ અને જનાવર, એ બબ્બે શબ્દોના એકજ અર્થ છે એટલે પુનરુકિત થાય છે. )

દોષ નહિ પુનરુક્તનો, ફરે અર્થ–આકાર;
સરસ બુદ્ધિ તે મનુષ્યની, જેના સરસ વિચાર. ૬૧
હે હરિ હે હરિ હે હરી, તું સુખનો દાતાર;
ધન્ય ધન્ય તું ધન્ય તું, તું કરુણા કરનાર. ૬૨

## જતિભંગ.

કોશળદેશ અધીશ દશ, રથ સુત સીતાનાથ;
હેતે હું પ્રણમુંજ હર, ખીને જોડી હાથ. ૬૩

( આમાં દશરથ, હરખીને એ શબ્દો તૂટેલા છે. અર્ધો શબ્દ પહેલા ખંડમાં અને અર્ધો બીજામાં હોવાથી જતિભંગ થાય છે. )

## હીનોપમા.

શત્રુની સીતા સમી, સંપત્તિ હરનાર;
તું રાક્ષસ રાવણ સમો, પરમ પુરુષ અવતાર. ૬૪

રાક્ષસની ઉપમા હીણપત ભરેલી છે.

## વિરોધોપમા.

કાંતાનું મુખ કમળ સમ, કોમળ અતિ વખણાય;
પેખી પતિ મુખ ચંદ્રને, પરમ પ્રફુલ્લિત થાય. ૬૫

એમાં સ્ત્રીના મુખને કમળની ઉપમા આપી અને તેના પતિના મુખને ચંદ્રની ઉપમા આપી; પણ ચંદ્રને જોઇને કમળ પ્રફુલ્લિત થાય નહિ માટે એ વિરોધોપમા કહેવાય.

ઇત્યાદિક દોષો અધિક, કવિતાના કહેવાય;
મેં તો આ દિશ માત્ર કહિ દેખાડયા કવિરાય. ૬૬

---

# કઠણ શબ્દનો કોષ.

અંગરાગ=કસ્તૂરી વગેરેનું લેપન.
અજરામર=જેને ઘડપણ કે મોત આવે નહિ તે.
અડગ=ડગે નહિ તે.
અનુકૂળા=મળતે મળતી.
અપવર્ગ=મોક્ષ.
અભરાભરણ=ન ભરાય તેનું ભરનાર નિરાધારનો આધાર.
અભીષ્ટ=ઇચ્છેલું.
અરવિંદમુખી=કમળના જેવા મ્હોંવાળી (સ્ત્રી)
અર્ક=સૂર્ય.
અલંકૃતિ=અલંકાર.
અલખ=લક્ષમાં આવે નહિ એવો (ઇશ્વર).
અવદાત=ઉજળું.
અવસાન=છેડો, અંત.
અંશ=ભાગ.
અશોક=આસોપાલવ.
અહિ=સર્પ.
અહિવલ્લી=નાગરવેલ.
ઉદ્દેશ=પ્રકાર.
ઉદ્દિષ્ટ=દેખાડેલું.
ઉપવીત=જનોઇ.
ઉભય=બેની સંખ્યા.
ઉર=છાતી, મન.
કંદુક=દડો.
કમળા=લક્ષ્મી.
કમળાકર=કમળવાળું સરોવર.
કલહંસ=હંસનું બચ્ચું.
કલિતા=કળી શકાય એવી.
કામા=સ્ત્રી.
કિરીટ=મુગટ.
કિશોર=ફુટતી જવાનીની અવસ્થા.
કુસુમવિચિત્રા=તરેહ તરેહનાં ફૂલવાળી.
કૃષિ=ખેતી.
કેકિની શારદા=મોરની વાણી.
કેતકી=કેવડાનું ઝાડ.
કેતુમાળી=ધજાઓની હારરૂપ, મતલબ કે ધજ, ઉત્તમ.
કેશુ=કેશુડાં.
કોટીશીર્ષા=કરોડ માથાવાળો સમર્થ ઇશ્વર.

ખંજા=લૂલા.
ગણુ=જથ્થો, ત્રણ અક્ષરના જથાનું નામ.
ગંધદાનિકા=અત્તરદાની, ગુલાબદાની.
ગાઢ=મજબુત.
ગી=ગીરા, વાણી.
ગુરુ=મોટો.
ગૂઢ=ગુપ્ત, છાનું.
ગૃહ=ઘર, રહેઠાણુ.
ગ્રાહી=ગ્રહીને, પકડીને.
ચંદ્રવર્ત્મ=ચંદ્રનો રસ્તો.
છત=દોલત.
છંદશૃંગાર=એ નામનું હિંદુસ્તાની પિંગળ.
જગ=યુદ્ધ.
જનક=પિતા.
જનની= મા, માતા.
જ્ઞાતા=જાણુનાર.
તડવું=કોઇની પાછળ દોડવું.
તરલનયન=ચપળ નેત્ર.
તાળ=તાળી, છંદ બોલતાં જે અક્ષર ઉપર ટકોર વગડાય તે.
તિમિર=અંધારૂ.
તુંગા=ઉંચા, ઉદ્ધત.
તોટક=તૂટેલ.
ત્રાતા=રક્ષણુ કરનાર.
દારા=સ્ત્રી.
દિવા=દિવસ.
દુઃખહારી=દુઃખ હરનાર.
દુર્મિલાપ=દુષ્ટ મિલાપ.
દ્રુતવિલંબિત=દોડવું અને ઉભાં રહેવું.
ધરણીધર=પૃથ્વીને ધારણુ કરનાર પરમેશ્વર.
ધી=બુદ્ધિ.
પરઅંક=પૂર્વનો આંકડો.
નગ=પર્વત.
નય=નીતિ.
નયધરવંશા=નમ્રતા, નીતિયુક્ત કુળના પુરુષ.
નવપલ્લવ=નવાં પાંદડાંવાળું.
નષ્ટ=ખોવાએલું.
નળ=રામનો એક વાનર, સુભટ.
નિધાન=ભંડાર.
નિધિ=સમુદ્ર.
નિમિષ=અલ્પકાળ.
નિરક્ષર=વગર ભણેલો.
નિશીપાળ=રાતે ચોકી કરનાર.
પટ=લુગડું.
પદ=પગ, છંદનો ચોથો ભાગ, પદવી.
પય=દૂધ.
પરિતુષ્ટ=પ્રસન્ન.
પિંગળ=એ નામના મુનિએ રચેલું શાસ્ત્ર.

પુંજ=ઢગલો.
પુષ્પિતાગ્રા=ટીશીઓ ઉપર ફૂલ-વાળો વેલો.
પ્રણામી=પ્રણામ કરનાર.
પ્રભાવતી=કાંતિવાળી.
પ્રમિતાક્ષરા=થોડા અક્ષરવાળી.
પ્રસ્તાર=વિસ્તાર.
પ્રિયંવદા=વ્હાલું લાગે તેવું બોલ-નારી.
ફસવું=બંધનમાં આવવું.
બાબુ=ગૃહસ્થ.
બિંદુ=મીંડું, છાંટો.
ભગિની=બ્હેન.
ભવદેવ=શિવ.
ભામો=ભ્રમણા.
ભારતી=સરસ્વતી.
ભ્રમરાવળી=ભમરાની પંક્તિ.
ભ્રાતા ( ભ્રાત )=ભાઈ.
મજરો=સલામ.
મણિબંધ=હાથનું કાંડું.
મત્તગયંદ=મસ્ત બનેલો હાથી.
મંદાક્રાંતા=ધીમી ગતિવાળી.
મધુ=મીઠાશ.
મર્કટી=માંકડાની માદા.
મલ્લિકા=એક જાતના ફૂલનું ઝાડ.
માણવકાક્રીડ=બાળકની રમત.
માલતી=એક ફૂલઝાડ.
મુક્ત=બંધન રહિત.
મુદમાત=આનંદમાં મસ્ત.
મુનિશેખર=ઋષિનો તોરો અથવા ઋષિનો ઉપરી.
મૌક્તિકદામ=મોતીની માળા.
યથા=જેમ.
રથોદ્ધતા=ગાડીનું અભિમાન.
રંભા=અપ્સરા.
રસરાતા=નવરસથી રંગાએલા, ઇશ્વર.
રુચિરા=સુંદર.
લઘુ=નાનો.
લત=ટેવ, વ્યસન, છંદ.
લતા=વેલો.
લલિત=સુંદર.
વદન=મ્હોડું.
વહ્નિ=વેલો, અગ્નિ.
વંશસ્થ=વંશમાં રહેનાર.
વસંતતિલકા=વસંત ઋતુના તિલકવાળી.
વારિ=પાણી.
વાસર=દિવસ.
વિદારવું=કાપવું.
વિદ્યુત્માળા=વીજળીનો જથો.
વિધાતા=ધારણ કરનાર, પરમેશ્વર.
વિમોહા=મોહ પામેલી.
વિરતિ=વિશ્રામ.
વિલાસી=ખેલ કરનાર.
વૃત્ત=છંદ.

વૈશ્વદેવી=નિત્યહોમ કરવાવાળો.

વ્યંડળ=હીજડો.

શર=બાણ.

શશક=સસલું.

શિખરિણી=પર્વત, ટેકરી.

શિખા=ચોટલી.

શુચિ=ચોખ્ખું.

શિશુ=બાળક.

શૈલ=પર્વત.

શ્રવણ=કાન.

શ્રી=લક્ષ્મી, શોભા.

સતી સમાનિકા=સતી સરખી, સતી જેવી.

સદ્ય=તરત.

સમૂહી=જથાવાળો.

સંમોહા=સારી પેઠે મોહ પામેલી.

સરિતા=નદી.

સલુણી=રસિલી.

સવિતા=સૂર્ય.

સાગ્રા=ટીશીઓ સુદ્ધાં.

સારંગ=સાર એટલે તત્વ તરફ જનારો, મૃગ, હરિણ.

સૂચિ=સાંકળિયું.

સૃણિ=માળા, અંકુશ.

સેનિકા=ફોજવાળા.

સ્રગ્ધરા. } =માળાવાળી.
સ્રગ્વિણી. }

સ્વાગત=સારી રીતે આવેલી.

હરણ=હરનાર.

હરિરસ=પરમેશ્વરના કીર્તનનો રસ.

હુતાશન=અગ્નિ.